ૐ

# અદ્વૈતહાર.

રચનાર.

ભાલોદ સનાતન ધર્મરક્ષક સભાના પ્રમુખ.

જે જન સઘળે દેખે હરી, પુર્ણ ભક્તી તો તેણે કરી.
અખો.

ભાલોદ.

સંવત ૧૯૫૬.

અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસ.

કીંમત આનો દોઢ.

# અર્પણ પત્રીકા.

ગુરૂ કૃપા રૂપી ગાડીમાં બેશી જ્ઞાન વાટીકામાંથી તોડી આણેલાં પ્રેમ ફુલોને આડાં અવળાં ગુંથી બનાવેલો હાર નૌતમ હોવાથી તે નૌતમનેજ અર્પણ કરવામાં આ સભાના સભાસદો પોતાને કૃતાર્થ માનતા હોવાથી તેમનેજ પ્રેમ સહીત અર્પણ કરવામાં આવ્યો છે.

લી. શેવક.

મુળજી રઘુનાથજી ત્રિવેદી.

સ૦ ધ૦ રક્ષક સભાના પ્રમુખ.

# ઉપોદ્ઘાત.

બુદ્ધિવાન પુરૂષો નિષ્પક્ષપાત રીતે વિચાર કરી જોશે તો તેમને જણાશે કે આ દુનીઆનું સુખમાયિક છે અને તે જલદી જલદી નાશ પામેછે. જ્ઞાન સિવાય ખરૂં સુખ મળતું નથી. માટે જ્ઞાન મેળવવાની દરેક મનુષ્ય જાતની ફરજ છે. જ્ઞાન બે પ્રકારનું છે. ૧ લું આત્મિક, ૨ જુ માયિક, સંસારનું સુખ અને તેનો અનુભવ આપનાર જે જ્ઞાન છે તેને માયિક જ્ઞાન કહેછે અને સુખ દુ:ખ રહિત જે આનંદમય સ્થિતીનો અનુંભવ આપે છે તે આત્મીક જ્ઞાન કહેવાય છે. આત્મ જ્ઞાન મેળવવાને આપણા પ્રાંતના જ્ઞાનીઓએ શાસ્ત્રોનું મુખ્ય રહસ્ય પદમાં લખી રાખેલું છે. તેના રાગ માપ વીગેરેનું ચોકસ ઠેકાણું નથી, તેને અનુસરીને આ સભાના સભાસદોએ પોતાના વિચાર આ નાના પુસ્તકના પ્રથમ ભાગમાં જણાવ્યા છે. અને બીજા ભાગમાં આ સભામાં આત્મજ્ઞાન સારૂ ગવાતાં પદો ગ્રંથમાં વાંચેલાં નહી હોવાથી દાખલ કરેલાં છે હાલનો કાળ કળીનો છે. તેની શરૂઆત શાસ્ત્રોમાં પાંચ હજાર વર્ષથી છે પણ આશરે એક હજાર વર્ષ ઉપર મુસલમાનો આવ્યા, તે વખતથી હિંદુસ્તાનમાં કળીનો પ્રવેશ ખરેખરો થયેલો જણાય છે. અને ત્યારથીજ લોકોની બુદ્ધિ કુંઠીત થતી ચાલી છે. કેમકે લોકોની નિવૃતિનો ભંગ થવાથી તેઓ માયિક કાર્યમાં રચ્યા પચ્યા રહેલા હતા, તેવા વખતમાં વિદ્યાની વૃદ્ધિ થઈ શકે નહીં એ દેખીતુંજ છે. એવા સમયમાં જે જે આત્મજ્ઞાનીઓ થયા તેઓને બીજા વિદ્વાનમાં ગણાતા લોકોએ પણ નિંદ્યા છે. કારણ કે તેવામાં વિદ્વાનમાં ગણાતા લોકોને પણ માત્ર વેહેવારી જ્ઞાન શિવાય વધારે જ્ઞાન હોઇ શકે નહી, તેથી તેઓ તેને અશક્ય માને તેમાં

નવાઇ નથી. પણ હાલ અંગ્રેજી રાજ્યની છાયા નીચે વિદ્યાની વૃદ્ધી થઇ લોકો પણ જ્ઞાનમાં આગળ વધ્યા. તેવા સમયમાં જુના વખતના દટાઇ ને કટાઇ ગયેલા જ્ઞાનનો પુનરોદ્ધાર કરવામાં આ સભા કંઇ નહીજ જેવો પ્રયાસ કરવા મથેછે.

૨. આ સભાનો ઉદ્દેશ મનુ ભગવાને મનુ૦ અધ્યાય ૬ઠો શ્લોક ૯૨ માં જે ધર્મનાં લક્ષણો ગણાવેલાં છે તેપર વિશેપ છે. અને તે ધર્મનાં લક્ષણો હિંદુસ્તાનનાં તેમજ સર્વ દેશોનાં શાસ્ત્રોમાં સામાન્ય રીતે પાળવાને ફરજ પાડેલી છે.

છતાં હાલના કેટલાક સાંપ્રદાયિકો તે લક્ષણો પળાવવાને લક્ષ આપતા નથી તેથી તેમનો ધર્મ, અર્થ કામ કે મોક્ષ એમાંનો એકે પુરૂષાર્થ પરીપૂર્ણ સિદ્ધ થઈ શકતો નથી. હમણાં ઘણા માહાત્માઓ અને વિદ્વાનો પરોપકાર વૃતિથી તેમને આત્મજ્ઞાન આપવાને મથે છે અને તેઓના ઉદ્દેશને અનુસરીને આ સભા ચાલેછે.

આત્મજ્ઞાન સિવાય મુક્તિ થતી નથી એ પ્રમાણે આપણાં શાસ્ત્રો, પુરાણો, સાંખ્ય, ઉપનિષદ, વેદ વિગેરેમાં જણાવેલુ છે છતાં સાંપ્રદાયિક પંડીતો લોકોમાં તેમ ન જણાવતાં માત્ર સ્થૂલ ભક્તિ પ્રવર્તાવવા મથેછે એટલે મૂર્તિ પૂજા કે માત્ર મોઢેથી નામ સ્મરણનો બોધ આપેછે. એટલું તો ખરૂ છે કે છેક નાનું બાળક જેની જ્ઞાન શક્તિ ખીલેલી નથી તેને માટે આસ્તીક ભાવ ઉત્પન્ન કરવા અને મનો નિગ્રહ કરવાને તે ઉપાય સારો છે, પણ આખી જીંદગી એજ કાર્યમાં ગાળવી એ માનુષી ધર્મને શોભતું નથી અને તે શાસ્ત્રો વિગેરેથી સિદ્ધ થતું નથી કેમકે જો તેમજ હોત તો મનુંષ્યમાં જે બુદ્ધિ બળ રહ્યું છે તેની જરૂર થોડી પડત. બધાં પ્રાણી કરતાં મનુષ્યમાં તે વિશેષ આપ્યું છે અને સર્વજ્ઞ એવા રૂષી મુનીઓએ તેને ઉત્તેજીત કરવા શાસ્ત્રો રચ્યાં છે તેથી સિદ્ધ થાય છે કે મનુષ્ય પ્રાણીએ

પોતાનું બુદ્ધિબળ વધારી સત્ય વસ્તુ ખોળી કાઢવી જોઇએ આમાએ કહ્યું છે કે

"વિચારે ભક્તિ થાય વણ કરી, વણ વિચારે જાયે પરી"
વળી આપણા શાસ્ત્રોમાં જણાવ્યું છે કે શાસ્ત્રો સાંભળવાથી, પાઠ કરવાથી પણ ફળ થાય એ દેખીતુંજ છે, છતાં આધુનીક કાળમાં ઘણા જણ માત્ર પૂજા કે નામ સ્મરણથીજ મોક્ષ થશે એમ માની બેઠા છે એ ભૂલ ભરેલું છે. માત્ર નામ સ્મરણ કે પૂજા કરતાં કાંઇ વિશેષ કરવાનું નથી એમ માનવું એ તદન ખોટું છે. જ્યાંસુધી જ્ઞાન ન થાય ત્યાં સુધી તેમ કરવું ને તે સાથે જ્ઞાન મેળવવાને પ્રયત્ન કરતાં જવો કે આગળ જ્ઞાનની વૃદ્ધિ થઇ બાહ્ય ક્રિયા તજી અંતર ક્રિયામાં પિડાય કે જેથી મોક્ષ માર્ગ સોધી શકાય.

આપણા શાસ્ત્રોનું રહસ્ય ગીતામાં સમાયલું છે અને તેથી આપણને જ્ઞાન મેળવવાને ફરજ છે. એ સ્પષ્ટ થાય છે. એનાં દૃષ્ટાંત તરીકે ગીતાના થોડાક શ્લોક નીચે આપ્યા છે તેથી ખાત્રી થશે.

ગીતા. અ. ૭ શ્લોક ૧૭ મો.

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः**

અર્થ—એક મારે વિશેજ ભક્તિવાળો તથા સદા મારે વિશે નિષ્ઠાવાળો જ્ઞાની શ્રેષ્ટ છે એટલાજ માટે જ્ઞાનીને હું અત્યંત વાહાલો છું અને તે મને અત્યંત વહાલો છે.

ગીતા. અ. ૭ શ્લોક ૧૮ મો.

**उदाराः सर्व एवै ते ज्ञानी त्वात्मैवमेमतम् ।**
**आस्थितः सहियुक्तात्मा मामेवानुत्तमां गतिम्.**

અર્થઃ—એ ચારે ભક્તો ઉદાર એટલે મોક્ષ પામનારા છે પણ

જ્ઞાની તો મારૂંજ સ્વરૂપ છે એમ મારો નિશ્ચય છે. કારણ કે તે મારે વિશેજ એક ચિત્ત થઇને તથા સર્વોત્તમ ગતિરૂપ મને માનીને મારો-જ આશ્રય કરીને રહ્યો છે.

ગીતા. અ. ૭ શ્લોક ૧૯ મો.

**बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥**

અર્થઃ—થોડું થોડું પુણ્ય વૃદ્ધી પામતાં અંતે છેલ્લે જન્મે જ્ઞાનવાન થયેલો આ સઘળું ચરાચર વિશ્વ વાસુદેવજ છે, એવા સ-ર્વાત્મભાવ વડે મને ભજે છે. આવો મહાત્મા અતિ દુર્લભ છે.

ગીતા. અ ૭ શ્લોક ૨૪ મો.

**अव्यक्त व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।**
**परंभावमजानतो ममाव्ययमनुत्तमम् ॥**

અર્થઃ—અલ્પ બુદ્ધિવાળા પુરૂષો નિત્ય તથા સર્વોત્તમ મારા વાસ્તવિક સ્વરૂપને ન જાણતા હોવાથી હું સર્વે પ્રપંચ રહિતછું તો પણ મને મનુષ્ય, મત્સ્ય, કૂર્મ આદિ સ્વરૂપને પામેલો માને છે.

ગીતા અ. ૯ શ્લોક ૩૨ મો.

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ॥**
**स्त्रियो वैश्यास्तथा शुद्रास्तेऽपि यांति परांगतिम् ॥**

અર્થ—હે પ્રથાના પુત્ર, જે સ્ત્રી, વૈશ્ય તથા શુદ્ર હોય તેઓ પણ મારો આશ્રય કરી ઉત્તમ ગતિ પામે છે.

ગીતા. અ. ૧૨ શ્લોક ૧૨ મો.

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्धयानं विशिष्यते ।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥**

અર્થ:--યથાર્થ જ્ઞાન રહિત અભ્યાસ કરતાં યુક્તિ સહિત ઉપદેશ વડે પ્રાપ્ત થયેલું જ્ઞાન શ્રેષ્ટ છે તે કરતાં પણ જ્ઞાન પૂર્વક ધ્યાન શ્રેષ્ટ છે ( કારણ કે ધ્યાન કરતો એવો પુરૂષ નિર વયવ બ્રાહ્મને દેખે છે એમ સ્મૃતી કહે છે ) ધ્યાન કરતાં કર્મ ફળનો ત્યાગ શ્રેષ્ટ છે અને ત્યાગથી ( કર્મો તથા તેનાં ફળો તજવાથી ) તથા મારા પ્રસાદથી તુરત સંસારની નિવૃત્તિ થાય છે. શાન્તિ.

ગીતા. અ. ૧૩ શ્લોક ૧૧ મો.

**अध्यात्मज्ञाननित्यत्वं तत्वज्ञा नार्थदर्शनम् ।**
**एतज्ज्ञानमिति प्रोक्तमज्ञन यदतोऽन्यथा ॥**

અર્થ:—આત્મજ્ઞાનમાં નિષ્ટાવાન રહેવું ને તત્વજ્ઞાનના પ્રયોગજન રૂપ મોક્ષ ઉત્કૃષ્ટ છે એ વિચારવું એ જ્ઞાન કહેવાય છે અને તેથી ઉલટું એ અજ્ઞાન છે.

ઉપરના શ્લોકોથી સિદ્ધ થાય છે કે તત્વજ્ઞાન મેળવવું જોઇએ અને તે મેળવવા માટે શાસ્ત્રોનું શ્રવણ, મનનને નિદિધ્યાસ કરવો જોઇએ તે સિવાય શાસ્ત્રોનું ઉપર ચોટયું જ્ઞાન કાંઇ કામ આવતું નથી અને આ સભાનો પણ તેજ ઉદ્દેશ છે વળી આ સભાના નિયમો આ પુસ્તકને છેડે આપેલા છે વળી ગીતામાં કહ્યું છે કે **आत्मवत् सर्व भूतेषु** તેને અનુસરતા છે, હવે થોડાક આપણા ગુજરાતી આત્મજ્ઞાનીઓના પ્રમાણો આપી ઉપોદ્‌ઘાત ટુંકાવવાની જરૂર છે.અખોઃ—

સાચુ સાધન શુદ્ધ વિચાર, જે હું મારાનો કાઢે પાર;
એ મુકી અન્ય સાધન કરે, જેમ ભ્રમ રોગી વિજીયા વાવરે.
નિજ આતમ જાણ્યા વિના ભર્મ અખા નહી છુટે કરતા કર્મ;
ભણે ગણે શી સાધી વાત, અવળાં પડ વળ્યાં વળી સાત.
ઉચ નીચ રૂદિયામાં હતા, અખા થાપીને કીધા છતા;

પાંડિત્ય કરતાં લાગ્યું પાપ, પાઇ દૂધ ઉછેર્યો સાપ.
બહુ વીધે છે શાસ્ત્રનું જાળ, ઉણુનાભી મૂકે નિજ લાળ;
જીવ બુદ્ધે કરી ગુંથ્યા ગ્રંથ, મમતે સહુ વધારે પંથ.
પણ જ્ઞાનતો છે આતમં સુજ, અખા અનુભવ હોય તો બુજ:
જ્ઞાનવિના ભક્તી નવ થાય, જેમ ચક્ષુ હીણો જ્યાં ત્યાં અથડાય.
તે માટે જ્ઞાની ગુરૂ કરો, હરી દેખાડે સભરે ભર્યો;
ગુરૂજ અખા નવ જાણે રામ તે શિષ્યને શું આપે નામ.

અખો.

અવર શું લહે અજાણ, સંતનો મહિમા મોટો;
આતમ સરવ સમાન, નહિ છોટો નહિ મોટો.
ઘટ ઘટ પરચો રામ, તણો હ્દીયામાં લાગ્યો;
બીજો ભાગ્યો ભ્રમ, સ્નેહ નીરંતર બાંધ્યો.
જપ તપ સાધન કર્મ, બિધા અવિદ્યા જહાં;
પૂરણ ઉપડી પ્રીત, અલખ નીરંતર જોતાં.

નીરાંત.

સંસાર બંધે બંધાયો જાણે, જાણે મુક્તિ જ્ઞાન વડે;
સમદષ્ટી ને તૃષ્ણા ત્યાગી, વળી વિષયદીકથી લડે.
આડે જઇ વારે, ડરે ન કોઇના ડરવ્યા જરી.

ધીરો.

ઘટમેં ગંગા ઘટમેં જમુના ઘટમે તીર્થ કરે,
ઘટમે દીવા ઘટમે સેવા, ઘટમે ધ્યાન ધરે;
ઘટમે લુહા ઘટમે એરણુ, ઘટમે ઘાટ ઘડે;
ઘટમે તેલ ઘટમે બત્તી, ઘટમે જોત જલે.

કબીર.

ઉપરના દાખલા ટુંકામાં લખ્યા છે. કેમકે પુસ્તક નાનું ને ઉપોદ્ઘાત મોટો એ ખોટું છે છતાં આ સભાનો ઉદ્દેશ ખુલ્લો થાય એટલા માટે આટલું લખવાની ફરજ પડી છે. ભૂલ ચુકને માટે ક્ષમા કરશો.

શેવક.

**મુળજી રઘુનાથજી ત્રિવેદી.**

સ૦ ધ૦ રક્ષક સભાના પ્રમુખ.

---

## પ્રસ્તાવનાનો વધારો.

શીનોર વેદ ધર્મ સભાના પ્રમુખ હરીલાલ ઉમીયાશંકર તરફથી બહાર પડેલું વેદ ધર્મ વચનામૃત નામનું પુસ્તક મળ્યું અને તેઓએ પોતાના પુસ્તકમાં એવી રીતની ટીકા કરેલી છે વળી લખ્યું છે કે જેઓ જાણીતી હકીકત ન લખે તો તે દોષપાત્ર છે એવા ભાવનું લેખકનું જણાવવું થવાથી ખરી હકીકત જણાયેલી તે આ સ્થળે ટાંચવા અભિરૂચી થઇ છે, ભેટ તરીકે તે પુસ્તક અમને મળ્યું જેથી તેમનો આભાર માનીયે છીએ, જે શુભ રસ્તે લોકોને દોરવા આગ્રહી જણાય છે, તે જાણી પરિતૃપ્તિ છે.

આ અદ્વૈતહારનો ઉપોદ્ઘાત લખ્યા પછી એક અમારો નજીકનો બન્ધુ વર્ગ કેટલીક વધુ સૂચના કરવા માટે અમને જરૂર પાડે છે, અને તે માટે આ સ્થળે કાંઇક વાંચક વર્ગને વિશેષ તસ્દી આપવાની જરૂર પડી છે ૐ આ પ્રણવ અક્ષર છે, અને તે વેદ વગેરે શાસ્ત્રોમાં સારી પેઠે વપરાયલો છે. હાલના ઉત્તમ વિદ્વાન વર્ગે પોતાના પુસ્તકોના પૃષ્ટ ભાગ ઉપર એ અક્ષરનો ઉપયોગ કરેલો છે; હવે એનો ઉચ્ચાર કરવાના સમ્બન્ધમાં અનેક અભિપ્રાયો છે. ત્યારે એમાં ખરૂં ખોટું તારવી કાઢવું એ મહાન્ માણસનું કામ છે એમ

કહીએ તો ચાલે; તે છતાં એક અલ્પજ્ઞ માણસ ટીકા કરે એ ઠીક નથી જ્યાં સુધી માણસનું મન વ્યવહારની પાર ગયું નથી ત્યાં સુધી તેને શાસ્ત્ર સમ્બન્ધી ટીકા કરવાનો કંઇ પણ હક નથી એટલા માટે અખા ભગતે કહ્યું છે કે.

" ખટ દર્શનના જુજવા મતા માંહો માંહી ખાધા ખતા
એકનું થાપ્યું બીજો હણે અન્યથી આપને અધિકો ગણે
અખા એજ અંધારો કૂવો ઝગડો ભાગી કોઈ ન મુઓ "

આતો ખરૂં છે કે સૃષ્ટિ કદી એક મત થઇ નથી અને થવાની નથી, તાજો દાખલો આપણોજ વિચારો કે બૌધ ધર્મ વેદને અનુસરી ઉત્પન્ન કર્યો અને તે છતાં પણ તે બ્રાહ્મણ ધર્મની વિરૂદ્ધ ગણાયો હાલમાં યજ્ઞમાં પશુ વધ થાય કે નહિ તેને માટે બ્રાહ્મણોમાંજ બે મત છે. કોઇનાથી એનો પણ નિર્ણય આણી શકાયો નથી વળી કહ્યું છે કેઃ—

**युक्ति युक्त मुपा देयं वचनं बालकादपि ॥**
**अन्यत्तृण मिव त्याज्यमप्युक्तं पद्मजन्मना ॥**

**योग वासिष्टम्.**

બાળક પાસેથી પણ યુક્તિ યુક્ત વચનનું ગ્રહણ કરવું, યુક્તિ હીન વચન બ્રહ્માએ કહ્યું હોય તો પણ તેનો તૃણની પેઠે ત્યાગ કરવો ગુણ કર્મ ઉપરથી વર્ણ વિભાગ ચાર છે, અને અમારા બંધુ કહેછે કે હાલમાં બ્રાહ્મણ અને શુદ્ર બેજ વર્ણ છે, પણ ત્રણ ગુણમાંથી કોઇ પણ ગુણનો નાશ થતો નથી અને જ્યારે તેમ છે ત્યારે કોઈ વર્ણનો પણ નાશ થઈ શકે નહીં તેમ શાસ્ત્રમાં તેવો સિદ્ધાત પણ નથી. વેદોક્ત મંત્રનો અધિકાર ગુણ કર્મ ઊપર છે કેમકે અખા વગેરે કેટલાક ભકતોએ વેદ મંત્રો જાણ્યા છે, સમજ્યા છે, અને

અનુભવ્યા છે, એટલે આમ કહેવું યુક્તિ યુક્ત નથી. વળી મુમુક્ષુ-જનોએ આવા વાદવિવાદમાં પડી જીવિત ગુમાવવાનું નથી કેમકે;

**लोकवासनया जन्तोः शास्त्रवासनयापि च ॥**
**देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥**

**स्मृतिः**

લોક વાસનાથી તેમ શાસ્ત્ર વાસનાથી તથા દેહ વાસનાથી જંતુને યથાર્થ જ્ઞાન થતું નથી શાસ્ત્રો અનેક છે તેના વાદવિવાદમાં પડી મિથ્યા વખત ગુમાવવો એતો જીદંગી નકામી ગાળવાની છે. મુમુક્ષુ એ ત્રણ ગુણથી પરનો વિચાર કરવો પડે અને તેથી કહ્યું છે કે.

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ॥**

**गीता.**

અધિકાર એટલે યોગ્યતા એ યોગ્યતા માણસને પૂર્વ જન્મનાં કરેલાં કર્મ અને વાસનાથી મળે છે અધિકારી માણસને જે કાંઈ વગર અધિકારે આપવામાં આવે તે તેનાથી ગ્રહાતુંજ નથી, અને ગ્રહણ કરેતો હાનિ થાય છે એ દેખીતુંજ છે. ત્યારે ચાલુ સમયમાં જેઓ વેદોક્ત ઉચ્ચાર કરેછે છતાં જ્યારે હાંનિ થતી નથી, ત્યારે તે અધિકારી છે સ્પસ્ટજ છે. વળી વર્ણ વિભાગ કુદરતથી નથી જો એમ હોયતો આખા વિશ્વમાં હોવા જોઇએ પણ તેમ નથી. હાલમાં જે જાતિ વિભાગ જોવામાં આવે છે તે વ્યવહાર માટે છે, પરમાર્થ માટે નથી મૂળ વર્ણ વિભાગનો હેતું પરમાર્થ ઊપર દ્રષ્ટિ રાખી કહેલો હતો, પણ પ્રકૃત્તિ જન્ય વિકાર થવાથી હાલ તેમ રહેલું નથી.

અમારા બંન્ધુ લખે છે કે પ્રણાવનો ઉચ્ચાર સન્યાસી સીવાય બીજાથી થઇ શકે નહિ, અને જ્યારે તેમ છે ત્યારે હાલ બ્રાહ્મણોએ પણ શા માટે એનો ઉચ્ચાર કરવો જોઇએ ? વળી તેઓએ અમારા પૂજ્ય

શ્રી તરફ વેદોક્ત મંત્રનો ઉચ્ચાર બંધ કરવા લખેલું અને તેથીજ બંધ કર્યા એમ માને છે એ માનવું ખોટું છે કેમકે કોઇનો પણ વેદોક્ત અધિકાર તેઓ શ્રી તરફથી બંધ કરવામાં આવ્યો નથી. માત્ર શુદ્ધ ઉચ્ચાર નહીં આવડે તેમણે ન બોલવા એવી આજ્ઞા કરી છે. લેખેકોએ પોતાનોજ અધિકાર જોયો નથી કે આપણે કઇ સ્થિતિના અને કેટલી પ્રતિભાવાળા છીએ. એ વાતનો જો વિચાર કર્યો હોત તો હમારે આટલું લખવું પડત નહિ. વગર શાસ્ત્ર જાણે અને વગર અનુભવે સુંઠના કાકરાથી ગાંધી થવું એ મિથ્યા આડબર છે, અહં-ભાવ છે, અને તે હાંનિકારક છે. અધિકાર નિર્ણય કરવો એ મહાન્ પુરૂષનું કાર્ય છે. એ સાધારણ માણસોનું કાર્ય નથી. વળી સંસ્કાર બેચાર ઘડીમાં થઇ શકતો નથી, એને માટે ઘણો લાંબો કાળ જો-ઇએ, અને તેટલા માટેજ ઊપવિત આપી અમુક વર્ષ ગુરૂને ત્યાં રહેવું પડતું ત્યારે સંસ્કાર થતો. હાલનો સંસ્કાર હાસ્યજનક છે, માત્ર નિમીત્ત છે, અને એટલાથી અધીકારી થયો એમ માનવું એ દુષીત છે.

વળી તેઓ કહે છે કે સારા આચારવાળાનું આયુષ્ય વધે છે, સારી પ્રજા થાય છે, ઘણું ધંન મળે છે, તો તે પ્રમાણે જોતાં હાલ તેવી સ્થિતિના જે હોય તેઓને સારા આચારવાળા ગણવા જોઇએ. ત્યારે ચાલુ સમયમાં જગતમાં આયુષ્ય ધન, સારી પ્રજા, એ કોની પાસે છે તે વિચારો, અને પછી અધિકાર નિર્ણયકરો. વ-ળી કહ્યું છે કે કળિયુગમાં શુદ્રો. પણ વેદમંત્રો બોલશે ને વૈદિક કર્મ કરશે તેનો ભાવ લેખકના સમજ્યામાં જુદો છે. ખરો ભાવ તો એમ છે કે કળિયુગમાં જ્ઞાનના અભાવને લીધે વંશ પરંપરાનો વર્ણનો હક થશે, તેથી કાળે કરી વર્ણનો હેતું રદ જશે, જે વંશ પરંપરા-ના હકથી વેદોકત અધિકાર શુદ્ર સ્થિતિમાં આવ્યા છતાં પણ અ-ધિકારી ગણાઈ વેદોક્ત મંત્ર બોલશે એ પ્રમાણે છે.

હવે ટૂંકામાં એટલુંજ લખવાનું કે મુમુક્ષ જનોએ કયો માર્ગ ગ્રહણ કરવો, અને કયો વર્જિત કરવો તે પ્રથમ વિચારવું. વળી જેમાં પૂર્ણતા નથી તેમાં નિશ્ચય બાંધવો એ અઘટીત છે, માટે તેવા વિષયોમાં તટસ્થ રહી. મહાન્ પુરૂષોનાં કાર્યો નિહાળવાં એ લાભ કર્ત્તા છે. સત્ય અમર્યાદિક છે, આપણી જીવભાવ દૃષ્ટિ છે તેથી મર્યાદિત છે. માટે સત્યને તાબે કરવાનું ડોળ રાખવું એ મિથ્યા ભ્રમ છે. માટે તેમ ન થતાં પોતે પોતાના ગુણ દોષ તપાસી તથા પ્રસંગોપાત સંબંધમાં આવતા સંસ્કારી જનોને બનતો સંસ્કાર કરી શાન્તિ મેળવવી એજ શ્રેયસ્કર છે. શાન્તિ—શાન્તિ—શાન્તિ—

## સુવર્ણ સંગ્રહ.

આગ્રહ રાખતાં શીખ્યો તે કામ પાર પાડતાં શીખ્યો જાણવું

ઘણું સુખ માણસને મગરૂર બનાવે છે.

કરકસરીઓ સારો પણ ઉડાઉ ખોટો.

જે કામ જાતે કરો તેનો બીજા ઉપર આધાર ન રાખવો.

વાંચનથી માણસમાં પરિપૂર્ણતા આવે છે.

કોઈ જાતનો એક હુન્નર પરિપૂર્ણ શીખવો.

ફુલ્યું કરમાય, ભર્યું ઢલવાય, ચઢેલુ પડે.

ઢોંગ કે આડંબર કર્યા વગર ભક્તિ કરવી.

જ્યાં સુધી જાણવાનું બાકી રહે ત્યાં સુધી અભ્યાસ કરવો.

ડહાપણ અને સદ્‌ગુણ એ અખંડ પૈસો છે.

પ્રમાણિક પણાનો ધોકો તે કરતાં મરવુ ભલું.

ઉદ્યોગ સારા નસીબની માતા છે.

તનની તથા મનની શક્તિ મહેનત વગર સુધરતી નથી.

દુઃખને સુખ મનાય એ માવરો બીજી કુદરત છે.

સંતોષ વગર મોજ શોખને માટે તો દુનિયાની દોલત પૂરતી નથી.
તમે તમારાથી ઉતરતા આદમીપર દયા કરશો તો તમારા ઉપરી તમારા ઉપર દયા કરશે.
એજ માણસ કે જેના શુભ વિચાર બીજાને કાગ લાગે.
દાન ગજા પ્રમાણે નહીં આપવું તે પણ કરજ છે.
વ્યાપારે વધતી લક્ષ્મી.
સખાવત વગરની દોલત કોડી જેટલી કીમતની નથી.
નિમક હલાલપણું એ સુવર્ણથી પણ અધિકછે.
જ્યાં પ્યાર છે. ત્યાંજ પ્રમાણિકપણુ છે.
સ્ત્રી સ્નેહ અને સગપણની કીંમત દુઃખ વખતે થાય છે.
ખુશામતખોરોનો વિશ્વાસ કરશો નહીં.
સ્વતંત્રાનો રસ્તો સાંકડો છે પણ આગળ વધતાં સાફ છે.
સુરતનો નાશ થાય છે પણ કીર્તિ અમર રહે છે.
કોઇનું આળ જાણવાનો છંદ રાખીશ નહીં.
સુખ દુઃખનો આધાર ઇશ્વરપર રાખો, તેતો કર્મથીજ થાય છે.
સંતોષ સમાન સુખ નથી ને ઇચ્છા સમાન દુખ નથી, ઇચ્છાની શાન્તિ એજ મોક્ષ.
મોજમજાનું મૂળ તનદુરસ્તી છે તે વિષયમાં પડી સૂકવી નાખતો ના.
કસરત અને મિતાહારને પેટેજ તનદુરસ્તીએ જનમ લીધો છે.
અભિમાન આંખોને આંધલી બનાવી દેઇ ક્રૂર કર્મ કરાવે છે.
દિલગીરી આગવી આવે છે ખુશાલી કંઇ કડવાસ સાથે લાવે છે.
સંકટ આપો આપ આવે છે ને મોજમઝા ખેંચી લાવવી પડે છે.
મગરૂરી છોડી ગરીબાઇ પકડ.
અતીશે લોભ પાપનુ મુળ બહુ પૈસો બહુ પીડા.
દ્રવ્યનો ઊપયોગ ડહાપણથી કરજે કે તંગીનાં દરશન થાય નહીં.

કાનો હૈડુ કોતરી ખાનાર કીડો છે.

જીંદગી એ મુસાફરી છે મોત આપણે ઘેર પોચાડે છે.

એક પલક વારની ચૂકને એક સદીનો પ્રસ્તાવો.

પડતી દશા આવે ત્યારે ખુશામતીયા નાશી જાય છે.

કાનમાં કહેલું કોઇ વાર સેંકડો ગાઉ સાંભળવામાં આવે છે.

જે જલદી ગળી જવા માગે તેને હજમ કરતાં પાર લાગે.

નસીબ કોઇકને જવલ્લે આપે છે. પણ ઉદ્યોગ સૌને બદલો આપે છે.

ઉંચે ચઢે તે પડવા ડરે.

જે ઘર મોજમઝાથી ભરપુર તે જલદી પાયમાલ થાય છે.

ક્ષમા કરી વિસ્મૃત થવું ને દરગુજર કરી ભુલી જવું.

દયા વિનાનો આ દેહ શોભા પામતો નથી.

નિરંતર બ્રહ્મનું ચિંતન એજ સત્ય સત્યથી વચનસિદ્ધી થાય છે.

સત્યને માટે મુઓ એ કીર્ત્તિ રૂપે જીવતો છે.

સંસાર સત્ય જાણવાથી ઘણા જણ ડૂબે છે.

અહંબુદ્ધિ તજી પ્રાપ્ત થએલા ભોગ જ્ઞાની ભોગવેછે છતાં બંધનો નથી.

ગુરૂ કૃપા વગર આત્મ ઉપદેશ થતો નથી.

આત્મજ્ઞાનથી દેહાભિમાન ટળે છે બીજો ઉપાય નથી.

વિચાર વડે હું સચ્ચિદાનંદ એવું જ્ઞાન તે મોક્ષ.

ગુરૂ તથા શાસ્ત્રનો અભ્યાસ એજ જ્ઞાનનું સાધન છે.

સુખ દુઃખ ટાળવાના ઉપાય કરવા કરતાં સહન કરવા એ ઉત્તમ છે.

ટાઢ તડકો નિવારણ કરવો એ દેહના ધર્મ છે આત્માના નથી.

દુઃખ વગર બોલાવે આવે છે તેમ પ્રારબ્ધથી સુખ પણ આવશે.

અહિંસાથી ક્રોધનો નાશ થાય છે તથા વેરબુદ્ધિ જતી રહે છે.

સમતાથી લોભનો નાશ થાય છે.
શાન્તિથી કામનો નાશ થાય છે.
તપથી મદનો નાશ થાય છે.
શૌચથી મોહનો નાશ થાય છે.
સત્વ ગુણનો ઉદય થયો એજ સ્વર્ગ સુખ.
તમોગુણનો ઉદય થયો એજ નર્ક.
આત્મજ્ઞાન આપનાર ગુરૂ એજ બંધુ.
તારો દેહ એજ તારૂ ઘર.
જ્ઞાનરૂપી ધનવાળો એજ ધનવાંન.
અસંતોષી એજ નિરધન.
ઇંદ્રીઓને જીતી નથી એ કંગાલ.
વિષયોનો ત્યાગ એજ સ્વતંત્ર.
વિષયાદીકમાં આશક્ત એજ પરતંત્ર.
બ્રહ્મ ભક્તિ એજ મોટો લાભ.
સર્વ વિદ્યામાં આત્મ વિદ્યા ઉત્તમ છે.
અધર્મ કર્મનો ત્યાગ એજ લજ્યા.
તૃષ્ણાનો ત્યાગ એજ ભૂષણ.
સુખ દુઃખમાં સમાન બુદ્ધિ રાખવી એજ સુખ.
વિષયમાં લાલચ એજ દુઃખ.
બંધ મોક્ષના સ્વરૂપને જાણે એજ જ્ઞાની.
આત્માને જાણવો એજ મુક્તિ.
અહંતા મમતા વાળો એજ મૂર્ખ.
આત્મ સ્વરૂપનું જ્ઞાન થાય તેજ ખરો ધર્મ અને ચિત્તનો વિક્ષેપ

થાય તે અધર્મ.

કષ્ટ સહન કરવું એજ તિતિક્ષા.

આત્મજ્ઞાન આપવું એજ દાન.

ઈંદ્રીઓના વેગને રોકવો એજ ધૃતિ.

વિષય ભોગનો ત્યાગ એજ વ્રત.

વાસની જીતે એજ શૂર.

સરવે ચીજપર વૈરાગ એજ ત્યાગ.

જ્ઞાન દાન એજ દક્ષણા.

પ્રાણાયામની યુક્તિથી મનને કબજે રાખવું એજ બળ.

મનનો નિગૃહ એજ મૌન.

જગત મિથ્યા જણાઇ સુખ રૂપ આત્મા અવશેષ રહે એજ મોક્ષ.

બ્રાહ્મણને તથા ચંડાલને સરખો જુએ તે સમદર્શી.

ત્રણે દેહનો દ્રષ્ટા આત્મા સત્ય છે.



# અદ્વૈતહાર.

## પદ ૧ લું.—હોરી.

કોન બચાવે હો નાથ, ગુરૂ વિના કોન બચાવે હો નાથ.
ભવસાગરમાં બહુ અથડાતો, કુટાતો ઠેકાણે ઠેકાણે;
ગુરૂ કૃપા નૌકા ન મળે તો, કયાંથી પડે રે ઠેકાણે. ગુરૂ. ૧
ભવસાગરમાં મોહ મોજાંજ મોટાં, તેમાં ગુંચાયો વારે વારે;
પાર ન લાગે છુટવાનો કંઇ, કયાંથી આવેરે કિનારે. ગુરૂ. ૨
કામ ક્રોધ રૂપી મગરજ મોટા, ગળી જાય ટાણે ટાણે;
કયાં જઇ થોભીયે કેમજ રહીયે, ન ગળે નામ નિશાને. ગુરૂ. ૩
ગુરૂ કૃપા રૂપી નૌકાજ ફરતું, આવી ચડયું શુભ ટાણે;
જ્ઞાન રૂપી દોર આપી બચાવ્યો, જેથી પડયોરે ઠેકાણે. ગુરૂ. ૪
ભવસાગર તરવાનો ભારે, ગુરૂ નૌકા વિના કોણ તારે;
નૌતમ બોધ વિના નિજ બુડતો, મૂળ આવ્યોરે ઠેકાણે. ગુરૂ. ૫

## પદ ૨ જું.—ગરબી.

ગંગ સતસંગમાં નિત્ય નાહીયે, જેથી મટે જગત જંજાળ સેવો પરબ્રહ્મને;
પ્રેમ પુષ્પનો નિત્ય ચઢાવીયે, ધીમે પગલે સમીપતો જાઓ સેવો પરબ્રહ્મને;
ચિત્ત ચંદન ચરચો ઉલાસથી, ક્ષમા ઓરસીયાથી ઘસાય. ૨
શાન્તિ રાખીને સ્થિર સદા રહો, ધ્યાન ધૂપ કરો જાગ્રત. સેવો. ૩
ત્રિવેણી ઘાટે ઉભી રહી, પછી આનંદ આરતી કર. ,, ૪
શુન્ય મંદીરમાં છે શોભામણો, કરો દરશન વારંવાર. ,, ૫
અઘાટનો ઘાટ તો દેખશો, અરૂપીમાં રૂપ સમાય. ,, ૬
ગુરૂ દેવતો કૃપા થકી વદે, મૂળ નૌતમ જાણો સાર. ,, ૭

### પદ ૩ જું.—દોહા.

ગુરૂસેં ગુરૂ હોત હે, ગુરૂ બિના લઘુ હો જાત,
એસા સતગુરૂ ખોજકે, અલખ દીયે ઓળખાય.
પરથમ સદ્ગુરૂ ખોળતાં, પિરીક્ષા કરી પિછાન,
શાન્તિ ક્ષમા ને ધીર્યતા, દયાજ અદ્વૈત જ્ઞાન,
એટલા ગુણ જેમાં વસે, તે ગુરૂ સંત સુજાણ,
એવા સંત નિશ્ચે કરે, બ્રહ્મજ્ઞાનની લાણ.
માટે પ્રથમ વિચારી કે, કર સદ્ગુરૂકી ખોજ,
જન્મ મરણનો ભય ટળી, આનંદ રહે દીલ રોજ.

### પદ ૪ થું.—ધોળ.

ખલક હારને ખોજે નહીંને, હું મારે ગુંચાણો જોને,
કાંગ વાવીને ઘઉં લણવાની, મૂરખ આશા રાખે જોને,
ત્રણ ગુણમાં ગુંચાણો પોતે, બીજાને તો બોધે જોને,
પોતાના સંશય નવ કાપે, દોષ પરાયા દેખે જોને,
પગ નીચે તો અગ્નિ લાગે, જળ બીજાને છાંટે જોને,
પંડિતને પુરાણી મોટા, પ્રાણપતિ નવ પેખે જોને,
જુગતીએ તો બળ જણાવે, અંતરમાં અંધારૂં જોને,
મિથ્યા મિથ્યા સઘળું કહેછે, પાછળ દુઃખનું લહારૂં જોને,
મૂળ જાણે તો માધવ મળશે, નહીં તો ભટકણ ભુર જોને.

### પદ ૫ મું.—ગરબી.

તુંતો આનંદ ધનને ખોળરે ઉંઘ તને કેમ આવે
પંચ વિષયના જે છે ભોગરે દુઃખ તને દે દાવે
તારૂં મન તણાતું જાયરે સંસારને લાવે
તને નાંખે છે ઉંડી ખાણરે ભ્રમમાં ભૂલાવે

તારી કરણી તું નિત્ય તપાસરે　　ધાર્યું તારૂં ધૂળ થાયે
તોય મૂરખ ન સમજે કાંઇરે　　મારૂં કરી અથડાયે
શુદ્ધ ચિત્તે તું કર વિચારરે　　પ્રાણપતિ ક્યાં રહે છે
ભજી લેને ભૂવન કરતારરે　　પ્રેમથી સંત કહે છે.

## પદ ૬ ઠું.—કાફી.

જ્ઞાની ગોતો ઘરમાંરે　　અમુલખ વસ્તુ છેજ ખરી
ઠામ કોઈ નવ ઠાલુંરે　　જ્યાં જોઇએ ત્યાં હરી હરી
સમદ્રષ્ટીએ સઘળું મળશે　　આશાએ દૂર થાય.　　૧
રાગ દ્વેષ કીચડમાં કળીયો　　તેથી બહુ પરતાય
ભ્રમણા તો ભાગોરે　　સકળ વસ્તુ એની બની. જ્ઞાની. ૨
મોહ માયા મમતા છે જુઠી　જુઠો સકલ સંસાર
પંચ ભૂતનો પિંડજ જુઠો　　જુઠી જગત જંજાળ
મોહ તેમાં શાનોરે　　ગમતાને કરો પરી.　　જ્ઞાની. ૩
નિષ્કામનાએ કાગજ સરશે　　સકામે તો સંતાપ
કામ ક્રોધને દૂર કરો તો　　મળે નિરંજન રાય
જીવન મુક્તિ આપોરે　　પૂરણ પદે રહો ઠરી.　　જ્ઞાની. ૪
હઠ કરી હરી નવ મેળવતાં　　જ્ઞાને જપો જગદીશ
ભાન જગતનું ભૂલી જાતાં　　સઘળે દેખશો ઇશ
વિષ ઉતરશે ભવનુંરે　　મૂળ રૂપ જાશો બની.　　જ્ઞાની. ૫

## પદ ૭ મું.—કાફી.

અદ્વૈત પદ સાચુંરે　　સંતોએ તો ખોળી કહાડયું
બાકી સરવે કાચુંરે　　ભયંકર અંધારૂં
દારૂણ વાદળ ચઢીને આવ્યું　　રાત અંધારી આપ
મુસાફરે ત્યાં ભૂતજ ભાળ્યાં　　વસ્તી દેખીરે અથાગ

ભય દેખીને ભડકયોરે          જ્યાં નાસે ત્યાં ભૂત લારૂં. અદ્વૈત.
મોહ વાદળ ને અજ્ઞાન અંધારૂં મુસાફર જીવ રૂપ
ભાવનાનાં ભૂતજ દેખ્યાં          માયાનાં રૂપ અરૂપ
જગત જાળ છે જૂઠીરે          તેને મુઢે સત માન્યું   અદ્વૈત.
સંત વિરલા કોઇ સમજી ચાલે  અભય કરી દે આપ
ભૂત સઘળાને નષ્ટ કરીને          એક દેખાડે વ્યાપ
બીજો નહીં કોઇરે          જ્યાં જોઉં ત્યાં રૂપ તારૂં. અદ્વૈત.
અજ્ઞાન નિશાને હાંકી કહાડી,   મોહ વાદળ કરી દૂર
અંતર સૂર્યનું થાય અજવાળું   તો સમી જાય સર્વ રૂપ
મૂળમાં તો નહીં દોપરે          આપ રૂપે રહે બન્યું.   અદ્વૈત.

## પદ ૮ મું.—કાફી.

દુનિયા તો છે અવળીરે, અંધ તેને નવ જાણે;
સંત તેને શું કહેરે, મૂરખ નવ પરમાણે          ટેક. ૧
સારાને ખોટું કરી માને, ખોટાને સારૂં કહે છે.
દુઃખ તેને સુખ ગણી લે છે, માગે પરાણે પરાણે;
ભુલ્ય નવ ભાગેરે, દુઃખ ખમે જામે જામે.          દુનિયાં. ૨
પુત્ર મરતાં તો શોકજ માંડે, બીજા મળે દશ વીશ;
દશ વીશ મળીને બહુજ રડાવે, તોએ ન ચડતી રીશ;
રામને નવ જાણેરે, શોક સાગરમાં સુખ માણે.          દુનિયાં. ૩
મોજ શોખના પાંચ દિવસ ને, શોકના પંદર વીશ;
તેમ માયિક કાર્યની જીંદગી આખી, ત્યારે જુગજીવન દિન ત્રીસ:
દુઃખની વસ્તુ વોરેરે, કહો કયાંથી સુખ માણે.          દુનિયાં. ૪
ગઈ વસ્તુ ને બહુ સંભારી, બહુ દુઃખે દિન ગાળે;
સુખની વાતો સઘળી ભુલી, વેહવારને પરમાણે;

ઇશ્વરને નવ જાણેરે, ક્યાંથી આવે ઠેકાણે. દુનિયાં. ૫
પોતાને પિછાને નહીં ને, પામર છું એમ માને;
આપ શક્તિને ઓળખે નહીં ને, મૂઢ મતિ શું જાણે;
પ્રેમથી તો કહેછેરે, ડુબશે ઉંડી ખાણે. દુનિયાં. ૬

## પદ ૯ મું.—ગરબી.

સાંભળને શિખામણ મારી, વાત કહું એક ટુંકીજી.
માયા શક્તિમાં વાદજ મોટો, સાંભળ ટુંકી ટુંકીજી
વંઝ સુતાનો પુત્રજ મોટો, અંગે રાતો માતોજી
દશદિશ દોડે મૂછ મરોડે, મનમાં બહુ મલકાતોજી
એ પત્નિને પોતે પરણ્યો, પરિવાર અપારજી
પરિવારે સંસાર વધાર્યો, કરે છે મારા મારજી
માયા વંજ્યનો મહિમા મોટો, અપુતે—સપુતીજી
એમજ ચાલે છે આ સૃષ્ટિ, અભિમાનથી ઉઠીજી
પોતે તો મૂળમાં છે મિથ્યા, ઘાટ ઘણેરા ઘાલ્યોજી
તેમાંથી તો એજ ઉગરીયો જેણે મોહ તજાયોજી

## પદ ૧૦ મું.—કાફી.

ખેલ બન્યો છે ખોટોરે, અખિલ રચના ક્યાંથી બની
ભાવ કરીને ભળજોરે, જ્યાં વસે અલેખ ધણી
એક ભામની બહુ પ્રેમથી દોડી, જોવાને જુગદીશ
શયન ગ્રહમાં સંતાઇ બેઠેલા, દરશવા રણછોડ ઇશ
પ્રેમ કરી ખાંતેથીરે, ખોળે પણ જડે નહીં. ખેલ.
ભુલવણીથી બહુ મુઝાણી સુરતા કંઇ નહીં ઠરાણી
છોગાળે દરશન નવ દીધું, તેથી બહુ લજવાણી
ઘાટ સરખા દેખીરે, પુરૂષોત્તમ ન પિછાની. ખેલ.

એવામાં એક અનુભવી આવ્યો, દેખાડ્યા જગદીશ
અનેક રૂપે એજ રહ્યો છે, સત્ય કહું વસા વીસ
કાચ પ્રતાપે ભાસ્યારે, પ્રતિબિંબ પોતે બની. ખેલ.
ત્યારે બાઇને ધિરજ આવી, સ્નેહ ધરી રૂપ જોય
એના વિનાનું કાંઇ ન દેખ્યું અનુભવી પોતે હોય
રૂપ સરખાં એનાંરે અધ્યારોપે હું તું ઠરી. ખેલ.
જન્મજાળછોડે તેને રણછોડજીકહીએ, પોઢ્યા છે તુરીયા પાર
માયા કાચે બહુ રૂપ ભાસ્યા, અનુભવે ઓળખાય
ભ્રમણાથી ભુલેરે જુદાં રૂપ એનાં ગણી. ખેલ.

## પદ ૧૧ મું.—કાફી.

અનુભવી આવોરે, સુખની કરીએ ગણતી ખરી
ખરૂં સુખ છે શામાંરે આપણ તેમાં રહીએ ઠરી
કોઇ કહે છે સુખ રાજાને કોઇ કહે ગરીબને સુખ
કોઇ કહે છે સુખ વચલાને કહો ક્યાં રહ્યું છે સુખ
સુખ નામ શાનુંરે દુઃખ શામાં રહે છે વળી. અનુ.
રાજાને સુખ સઘળું હોતાં ભોગે રોગ બહુ થાય
ગરીબનેતો ભોગજ ન મળે તેથી બહુ મુઝાય
વચલાતો કહેતારે અમને નહીં જંપ જરી. અનુ.
રાજા દુઃખિયા રાણા દુઃખિયા દુઃખિયા અમીર ફકીર
માયાના મોહ્યા સર્વે દુઃખિયા ક્યાંરે ગ્રહસ્થ ને ગરીબ
સંતોષ વિના નહીં સુખિયારે સમજવામાં સુખ અતિ. અનુ.
શૂરા સંત કોઇ સમજીને ચાલે માયા એ નવ ભેદાય
સેહેજ મળ્યું તે પૂરણ માને જ્ઞાના નંદે દિન જાય
પ્રારબ્ધ પૂરૂં થાતાંરે વિદેહ મુક્તિ મળે ખરી. અનુ.

## પદ ૧૨ મું.—કાફી.

જ્યોતિ પ્રકાશ છે ઝીણોરે — ઝીણા થઇ શોધો ફરી
ભુલ્યા ભટકો શાથીરે — બધે સ્થળે રહ્યો ઠરી
સરવ સ્થળે વ્યાપી રહ્યા છે — વિશ્વંભર કહેવાય
સભર ભર્યો પણ દ્રષ્ટે ન આવે — નવ આવે ને જાય
જડ ચૈતન સહુ એનાંરે — એની શક્તિ બધે ખરી. જ્યોતિ.
સંત કહે સૂર્ય કીરણ પેઠે — વસ્તુ ચરાચર રૂપ
સૂર્ય પોતે વિકાર ન પામે — જ્યોતિ છે એક રસ રૂપ
કીરણ કૃતિ જૂદીરે — સૃષ્ટિ પ્રાણ વતી કરી. જ્યોતિ.
કારણ સૂર્ય નથી કાંઇ જૂદાં — કાર્યે ભેદ દેખાય
કાર્ય ઉપાધ લય પામેતો — સઘળું શિવ રૂપ થાય
ભેદ ભાસે જૂઠોરે — અનુભવે જશો તરી. જ્યોતિ.
કીરણ ઉપાધી મટી જાતાં — પૃથ્વી છે શુન્ય રૂપ
તેમ માયા એ સબળ બ્રહ્મથી — ધર્યા અનેકજ રૂપ
સ્વરૂપમાં સમાતાંરે — માયા શુન્ય રૂપ હરી. જ્યોતિ.
કીરણ અર્ક શક્તિ નથી જૂદી — ભ્રાંતે ભેદ દેખાય
કીરણ અર્ક અર્ક છે કીરણ — ભેદ ન ભાસે ક્યાંય
મૂળ જો વિચારોરે — વસ્તુ એક રૂપ ખરી. જ્યોતિ.

## પદ ૧૩ મું.—કાફી.

માયાનું રૂપ મોટુંરે — શુન્ય છતાં સોહામણી
રોગી ભોગી મોહ્યારે — દેવ દાનવ રણી ધણી
માયામાં બહુ વાદજ મોટો — કોઇ કહે એક ને બે
કોઇ પંથમાં ત્રણ ગણાવે — બ્રહ્મ માયા જીવ કહે
શુદ્ધ વિચાર ન આવેરે — અનેકતો રહે બની માયાનું

જો માયા સત રૂપ હોયતો તેને ભજે સુખ થાય
વેદ માંહેતો ભેદ બતાવ્યો માયા છે મિથ્યાય
ભ્રમણાથી ભાસેરે તેને ભજે દુઃખ અતિ. માયાનું.
મોક્ષ મોક્ષતો સહુકો કહે છે મોક્ષ વિશે શું છેજ
શું તજવાથી મોક્ષજ થાયે તેની ગમ કાંઈ લેજ
જ્ઞાની જન બતાવેરે અગમમાં સુરત ધરી. માયાનું.
ઇશ જીવનો ભેદ જ્યાં સુધી ત્યાં સુધી ખેદ અપાર
પરતંત્રાની પીડાજ મોટી અંતરને દહનાર
જીવ ભાવ જો છૂટેરે મૂળ રૂપ રહો ઠરી. માયાનું.

## પદ ૧૪ મું.—સ્ત્રગ્ધરા વૃત.

નિષ્કામે તું રહીને લક્ષ બહુ દઇને પ્રેમથી તો વિચારી
જેથી ક્રોધાદિ જાતાં મન શુદ્ધ કરતાં સીંચશે પ્રેમ વારી
ચિત્તે વિક્ષેપ થાતાં વગર સમજતાં દુઃખ દેનાર એ છે
શાન્તિમાં ચિત્ત જાતાં શમ મન ભજતાં એવી નિષ્કામના છે
માયા વિચાર થાતાં હર ફર કરતાં એજ કામો નઠારાં
માયા માંહે ન જાતાં વિરતિ વિચરતાં શુભ કામોજ સારાં
નિષ્કામીનીજ વૃત્તિ સમ રૂપ ઠરતી શાન્તિમાં નિત્ય જાવા
એકાંતે મોજ લેતી શિવ શિવ કરતી મૂલ રૂપે સમાવા,

## પદ ૧૫ મું.—ત્રોટક.

શિશુ શા સુખમાં સપડાઇ રહે સુખતો નથી દુઃખ અનેક ખરે
ભુલમાંજ પડી ભવ આથડવું તુજ કારજ તેથી ન એક સરે
સમતાજ ધરી નર જે વિચરે મમતા તજતાં ઝટ કાજ સરે
રમતાં જમતાં ચિત્ત એક રટે જગજીવનને જીવ ભેદ મટે
સ્થૂલ સૂક્ષમમાં નવ તુંજ રહ્યો પ્રવૃત્તિ સજતાં જીવ સેહેજ વહ્યો.

તુજ ભાવ વિષે શુદ્ધતા પ્રગટે    નવ કાંઇ બન્યું જીવ સેજ રહે
પંચવિશ તણું સ્થૂળ તોજ બન્યું    ભૂત પાંચજ મિશ્ર થકીજ ભણ્યું
નવ સૂક્ષમતો સહજે મળતાં    ચતુઃને પંચ માત્ર થકી ભણતાં
સમતા ભજતાં વિચરો રસતે    ત્રણ દેહ વિષે તું નથીજ ખરે
મૂળ રૂપ તું જો જપતાં શિવને    શુદ્ધ ચૈતન્ય તું દિલમાં ધરને

## પદ ૧૬ મું.—ત્રિભંગી.

તું અખિલ નિવાસી સૃષ્ટી પ્રકાશી વિશ્વ વિલાસી સુખરાશી
તુજ જ્ઞાનજ રખુસી પાર ઉતરસી, સમજી કરસી ભવ તરસી
તુજ વિચાર નિત્યં જ્ઞાન સહિતં સેહેજ માલિતં સુખ કાંતં
શિવ જાપ કરંનં નિત્યં જપીનં અંત લહીનં સુખ શાન્તં
જે નિશ દિન ગાતા જ્ઞાન કમાતા, મોહે માતા નવ થાતા
તે યોગી થાતા ભાન ભુલાતા પ્રેમે માતા ખુબ રાતા
ગુણ ગાતા ગીતં છંદ રચીતં સુણતા નિત્યં ભય હરતં
શિવ જાપ કરંનં નિત્યં જપીનં, અંત લહીનં સુખ શાન્તં
જે જ્ઞાન કમાતા નવ લીવાતા ભવ દુઃખ ખોતા રસ માતા
આનદે નાતા સ્વરૂપ સમાતા પાર ઉતરતા શુદ્ધ થાતા
શિવ અહં ભણીતં ભ્રય તણીતં કંઈ ન ગણીતં સુખ દુઃખં
શિવ જાપ કરંનં નિત્યં જપીનં અંત લહીનં સુખ શાન્તં

## પદ ૧૭ મું.—લાવણી.

અલખ ધણી તું જપલે પ્યારે    ઓલખ વિના કયું ધાતાહે
ઓલખ વિનાની સઘળી કરણી    ધૂલમે ધૂલ મિલાતા હે
અલખ સાંઇતો આઘા બેઠા    નગરીમાં કોઈ પાતાહે
બહાર ઢુંઢે સો હાથન આવે    સબદિન ગોથા ખાતાહે. અલખ ૧.
માયાકી નગરી હે મોટી    ઠગતો બોત ભમાતા હે

ઇસિધર સચ્ચા ઇસિધર જૂઠા ભરમોમે ભૂલાતા હે. અલખ. ૨
કોઈ કહે જાડા કોઇ કહે ઝીણા કોઇ કહે કાળા રાતા હે
કોઇ પીત પચરંગી બતાતા જૂઠામેજ ફસાતા હે. અલખ. ૩
દેખ્યાં સોઇ ભેદ ન પાતા બીન દેખે સબ ધાતા હે
અંધો મે સબદંધ લઢાઇ એક કછુ નહીં આતાહે. અલખ. ૪
વગર સમજમેં એ સબ ખોટા સબ માયાકી બાતાં હે
સમજેમે કછુ ભેદ નહોતાં સુધા મારગ જાતા હે. અલખ. ૫
અલખ શેઠકી જૂઠી બાતાં બિન દેખે સબ કહેતા હે
ઓલખનારા સંત મળેતો શેઠકું આપ બતાતા હે. અલખ. ૬
કારણમાં કછુ ભેદ નહોતાં કાર્યે ભેદ દીખતા હે
માટીકા તો પાત્ર બનાયા સબ માટીકી જાતાં હે. અલખ. ૭
સુવર્ણકે આભૂષણ નાનાં ભાત ઘાટ બનાતા હે
સબ સોનેકા ઔર કછુ નહીં એક સૂનેકી જાતાં હે. અલખ. ૮
સૃષ્ટિ કે કર્ત્તા નહીં જુદા એક બ્રહ્મસે હોતા હે
વેદ પૂરાણ સબ એક પઢાતા કયું ભૂલે ભુલાતા હે. અલખ. ૯
નારાયણકા નામ અનેકા અધ્યારોપ ઠરાતા હે
મૂળ વસ્તુકા નામ કછુ નહીં નહીં આતા નહીં જાતાહે. અલખ.૧૦

## પદ ૧૮ મું.—હરિગીત.

ધર પ્રથમ તું વિવેક ને સત્યને જ ઓળખ ભ્રાત તું
પરબ્રહ્મ વિનાનું સર્વ જૂઠું દૃઢ કરીને ચાલ તું
એ દૃઢ થતાં વૈરાગ્ય સેહજે પામજે તું ચિત્તમાં
વિરાગ થાતાં તો જવાશે મુક્ત કેરી રીતમાં
વિવેકને વિરાગ રળતાં મુમુક્ષુતા સેહેજે બને
મુમુક્ષુનાતો ધર્મ સઘળા પાળજો પ્રેમે તમે

સંપત્તિ બીજી ખટ રહી તું ભાવ કરીને ભાળજે
શ્રદ્ધાને શમ દમ ભાખી તિતિક્ષતામાં ચાલજે
સમાધાને તું ઝટ વિરામી ઉપરામ પામું સેજમાં
સૃષ્ટિ રસરૂપે એક થાતાં સુખ પામે ચિત્તમાં
ગુરૂ કૃપાએ જ્ઞાન મળતાં શ્રવણ મનને પાળજે
નિદીધ્યાસે તો ચિત્ત કરતાં બ્રહ્મને નિહાળજે
હે શિષ્ય શુદ્ધ વિચાર કરતાં ગુરૂ ગમ તું જોગણી
વેદાંત માંહે એમ કહે છે અદ્વૈત એ સાચું મણી
ગૌતમ વિના ન કાંઇ થાતું શબ્દ રસરૂપ ભેદના
માયા વડે એ સર્વ ભાસે શાને ધરે તું વેદના
જૂનો નિહાળે ધર્મ જે મનુ રૂષિએ જેવો કહ્યો
સુધા વિચારે પાળ તું સનાતને તેતો રહ્યો
ગૌતમ બોધ સેહેજે મળે પુરૂપાર્થ કર તું પ્રેમથી,
ગુરૂ કૃપાએ મૂળ સમજી શાન્તિજ ધરવી નેમથી.

## પદ ૧૯ મું.—ઝુલણાછંદ.

ઉઠતાં વાર તું, સત્યને ઇચ્છને, અસત્યની તો તજી દેજ બારી
શુભ કર સર્વનું કૃપા નીધે પ્રેમથી અસત્યથી તો મતી પાછી વાળી
સધ તું ધ્યાન કર ગુરૂ કૃપા ભાન કર ચાર વાગે ઉઠી દેહ ધારી
ધર્મનું જ્ઞાન કર શૌચ કરી સ્થિર કર શાન્ત ચિત્તે પછી જો વિચારી. ઊઠ.
ગુરૂ ગુરૂ જાપ કર મૂર્તિનું ધ્યાન ધર શોધ કર બોધને તું વધારી
ચિત્ત તું શુદ્ધ કર મન થકી પ્રેમ ધર માફ માગો ભૂલો દે નિવારી. ઊઠ.
આમ હરનિશ કર શાન્તિમાં ચિત્ત ધર તેથી એકાગ્રતા ઝટ થાશે
યોગ ઝટ સિદ્ધ થઇ ચિત્ત વિશુદ્ધ રહી પ્રેમથી જ્ઞાનમાં ચિત્ત જાશે. ઊઠ.
સ્નાન કરી શુદ્ધ થઇ ધ્યાન કરતા જઇ તન મનના મળોને નિવારો

અસત્ય માયિકની કલ્પના નવ કરો નમન સંધ્યા તણો ટેક ધારો. ઊઠ.
પ્રાત:સમે એટલું છે જરૂર જેટલું બીજું થોડું રહ્યું કંઈક કહેવું
કાર્ય કર એટલું ફરજમાં જેટલું વગર કામે કશુંનાજ વદવું. ઊઠ.
ચિત્તમાં ચીંતવ શુદ્ધ ભોજન કર જેથી વીકારતો દૂર જાએ
વિષય વૃત્તિ ટળી જ્ઞાનમાં જાગવી એમ પાચનતો અન્ત થાએ. ઊઠ.
વાંચ ચિત્તે ઠરી મનનથી દૃઢ કરી ખૂબ વિચારીને સાર લેવો
દીન પ્રતિ નિત્યની કરણીના ક્લેશની ગણુતી કરતાં શુભે યત્ન સેવો. ઊઠ.

## પદ ૨૦ મું.—આલીની.

જય જય જય થાઓ ધર્મ તારી સભાઓ
દૂર દૂર દૂર જાઓ દુષ્ટ કુકલ્પનાઓ
નિત્ય નિત્ય શુભ સ્થાપો સંતની તો સમાજે
સગદમથી વિચરો એજ સૂણો અવાજે
ગુરૂ ગુરૂ એ જપશો બંધુ મારા તમે તો
લઘુપણું ના ધરશો ધર્મ કાર્યો વિષેતો
શુભ શુભ છે સમજો લોક પ્રત્યેજ જોતાં
જય જય તો કરશો પર લોકે વિચરતાં
ભળ ભળતું સુખમાં ધર્મ સનાતને તો
મળ મળ તું મૂળમાં દુ:ખ વિરામશે તો

## પદ ૨૧ મું.—લાવણી.

લે રોગી તું સુખ દુ:ખને દે ત્યાગી
ટળસે સઘળા રોગ આધીને ઉપાધીરે હોજી
વળગ્યો છે ગહા રોગ છુટે નહીં દેહ ધારી
નવ ટાળે માને બાપ પત્ની જે છે પ્યારીરે હોજી. લે રોગી. ૧
વૈદ મળ્યા દશ વીશ નાડી ત્યાં નિહાળી

રોગ ન આવ્યો હાથ ઉપાધિ વળગાડીરે હોજી. લે રોગી. ૨
ઘી શાકરથી શું થાય વધે બમણો વ્યાધિ
સાચા વૈદથી જાય ખુરો એ ઉપાધીરે હોજી. લે રોગી ૩
અલખ વૈદકું ખોળ મટાડી દે વ્યાધી
સૂરતાશે સંભાળ કરીદે—ખુબ રાજીરે હોજી. લે રોગી. ૪
આપી ઔષધી પાક ખાડમેં નિહાળી
કરી પળાવી ખૂબ રોગને દે ટાળીરે હોજી. લે રોગી. ૫
રસાયણ તણી છે દવા ચરી સુખસેં પાળી
તો અમર તું આપ મોતનો ભય ટાળીરે હોજી. લે રોગી. ૬
સંસાર સરીખો રોગ બહુ આધિ વ્યાધિ
જ્ઞાન રસાયણ જાણ વિરાગથી લ્યો સાધીરે હોજી. લે રોગી. ૭
વિરાગ ચરી છે શુદ્ધ ભ્રમણા દે ભાગી
જ્ઞાન દવાએ થાય મૂલનો સોહાગીરે હોજી. લે રોગી. ૮

## પદ ૨૨ મું.—લાવણી.

શોચ કરો તમે શાને લોકો હજુ ભજીલો કૃષ્ણ હરી દાવ ન આવે
મૂરખ ગોથાં ખાય ફરી દાવ ન આવે
પ્રેમ પ્રેમ તો સઘળા ગોખે પ્રેમ તણી કીંમત ખરી કોઇ ન જાણે
અનુભવીને પૂછો હરી કોઇ ન જાણે
પ્રેમ તણે પદને-મનથી તે સમભાવે સઘળે ભાળે ભેદ ન દેખે
મિત્ર કુટુંબ કે મોસાળે ભેદ ન દેખે
આનંદે બહુ મસ્ત બનીને સંસાર સમુદરથી તારે પોતાવત જાણી
પરોપકારથી સંભારે પોતાવત જાણી
તો એ મૂરખ હાથ ન દેતા ભરમોમે બહુ ભૂલાતા ભેદ થકી તો
શોક સમુદરમાં ડૂબતા ભેદ થકી તો

મૂળ વિચાર જ્યાં નથી ઉપજતો મોહ માયામે લપટાઇ કાંઇ ન સૂઝે
મૂરખ તો રહે પરતાઇ કાંઇ ન સૂઝે.

## પદ ૨૩ મું.—ભજન.

માયા નટવીએ ખૂબ ખેલ મચવ્યો આ ભવમાં દેખીલ્યોરે દેખીલ્યો
માયા નટડીએ ખૂબ કીધી ખાસી જીવ વાંદરને નાંખ્યા મોહ પાસી
પછી ખેંચતી તે મનરૂપી રાસી આ ભવમાં દેખીલ્યોરે દેખીલ્યો.
મન દોરી ખેંચીને નચાવે તૃષ્ણા લાકડીથી બહુરે ડરાવે
ક્રોધ આભૂષણ અંગે ધરાવે આ ભવમાં દેખીલ્યોરે દેખીલ્યો.
પછી ખેલ કરાવતી તે ખાસો લોક સૌને દેખાડતી તમાસો
મોહ વારૂણી પીને ખૂબ નાચ્યો આ ભવમાં દેખીલ્યોરે દેખીલ્યો.
માયા નચીતો ખૂબ ખુશી થાતી તેથી જીવ માંકડાં ન જાવા દેતી
એમ કરવાથી ભવમાં પૂજાતી આ ભવમાં દેખીલ્યોરે દેખીલ્યો.
એવી નટી ઘણી છે નઠારી ઈંદ્રિ ચંદ્ર રાય રાણા લીધા ઘેરી
સઉને નચાવે એમ ચો ફેરી આ ભવમાં દેખીલ્યોરે દેખીલ્યો.
જે મનરૂપી દોરને તોડે તેને માયા નટી પછી છોડે
પછી આનંદ ધનમાં દોડે આ ભવમાં દેખીલ્યોરે દેખીલ્યો.

## પદ ૨૪ મું—લાવણી.

જોને જગની તો આ જંજાળ તું શિવરૂપ લેને સમરી ( ૨ ) ટેક.
એક જ્ઞાન સૌકોમાં રહેતું પત્ર ફળ ફુલ વાડી રામ
સૌ વસ્તુએ જ્ઞાન થકી તો પોષણ મેળવે દહાડી. તું શિવરૂપ.
જ્ઞાન વિના સૌ મૂરખ કહેતા પશુ તુલ્યના પ્રાણીરામ
જે જ્ઞાને મનુષ્યા દેહ આવ્યો તે ગતિ ક્યાંરે ભૂલાણી તું શિવરૂપ.
જ્ઞાન વિના જો મોક્ષ હોય તો તરશે પથ્થર પાણી રામ
વનસ્પતિ તો સઘળી તરશે પરોપકારી લે જાણી. તું શિવરૂપ.
મૂરખ ગુરૂથી મોક્ષ હોય તો તરે અશ્વ ખર પ્રાણી રામ

ઘેટાં બકરાં સઘળાં તરશે  જુગતિ એવી ન જાણી. તું શિવરૂપ.
જ્ઞાન વિના કોઇ નવ તારે  પંડિતને પુરાણી રામ
જ્ઞાન માટે તો ગુરૂજ કરવા  વેદ વદે છે વાણી.  તું શિવરૂપ.
પોષણ જ્ઞાન સૌકોમાં પૂરૂં  ચાર જાતનાં પ્રાણી રામ
મનુષ્યમાંતો વિશેષ જ્ઞાન છે  તેથી શ્રેષ્ટતા જાણી.  તું શિવરૂપ.
જ્ઞાની ગુરૂ તો પેહેલો શોધો  રાય રંકને રાણી રામ
જ્ઞાન વગરનો ગુરૂ ડૂબાડે  પથ્થરનું નાવ જેમ પાણી. તું શિવરૂપ.
ઇશ્વરતો મારે ને તારે  મૂરખ એવું કહે છે રામ
શુદ્ધ ચૈતન્યને નવ ઓળખીયા માટે તે દૂષણુ દે છે.  તું શિવરૂપ.
ઇશ્વરમાં કાંઇ નથી વિષમતા  કરણી સુખ દુઃખ દે છે રામ
પુરૂષાર્થથી તો યત્ન કરે તો  બ્રહ્મ સુખ સેહેજે મળે છે. તું શિવરૂપ.
શબ્દ શીખવ્યા પોપટ શીખે  વગર સમજે શું થાય રામ
સમજીને અંતરમાં જપશે  તેથી તો મુક્તિ પમાય. તું શિવરૂપ.
શુદ્ધ ચૈતન્ય સઘળામાં રહે છે  પથ્થર ખડને પ્રાણી રામ
સમ ભાવેતો સઘળું મળશે  નોત્તમ મૂળ લે જાણી. તું શિવરૂપ.

### પદ ૨૫ મું.—કાફી.

સંસારી ત્યાગી આવોરે  વિરાગ તણી વાત કહું,
વિરાગ શાને કહેવોરે  તે તો ઝટ સમજો સહુ
કોઇ કહે વિરાગી સાધુ  કોઇ કહે સન્યાશી જન
કોઇ આચાર્ય ધ્યાનીને કહે છે  વિરાગ એ છે શુંય
વિરાગ નામ શાનુંરે  વિરાગ વૃત્તિ કોની ગણું. સંસારી. ૧
જતિ સતિ સન્યાશી કહીએ  તેણે તજ્યું છે શુંય
ખાવું પીવું ફરવું હરવું ને  વાતો કરે છે અમૂલ્ય
વિરાગ શાનો લીધોરે  વાંછા તણી વૃતિ કહું. સંસારી. ૨
રાગ તૂટે તો વિરાગજ થાએ  વિરાગી વર્તે છે એમ

ખાતાં પીતાંને હરતાં ફરતાં　　વૃત્તિ છે જેમની તેમ
સઘળું સરખું માનેરે　　　　ભોગને સુખ દુઃખ સઉ. સંસારી. ૩
ભોગ કાળેતો ભોગજ માણે　　ને દુઃખ કાળે દુઃખ રૂપ
પણ અંત માંહે સુખ દુઃખ ન લાગે આ દેહથી અળગો હુંય
એવું અંતર સમજેરે　　　　આત્મ રૂપ પોતે ખરૂં. સંસારી. ૪
ત્યાગ લેવાથી ફળ છે થોડું　　તે તો કહુંછું હુંય
વાસના જો ટળી હોય તો　　આત્માનંદ વર્તે ખુબ
વૃત્તિ વેહેલી ટળતાંરે　　　　સમ ભાવ સઘળે બન્યું. સંસારી. ૫

## પદ ૨૬ મું.—સાખીઓ.

શુભ ગણી મમ ભાત　　　　સભા જન સુણજો હેતે
અમૃત નો કોઠાર　　　　　આહાર તો કરીએ નિત્યે
પ્રથમ ભૂમિકા એ રહે　　　વિવેક અને વિરાગ
શમ દમ શ્રદ્ધા તો વસે　　　નવ ડશે તૃષ્ણા નાગ. સભાજન. ૧
એ સિવાય વળી વસે　　　　સમાધાન ઉપરામ
તિતિક્ષા તો જાણવી　　　　એથી થશે મુમુક્ષુ ભાન. સભાજન. ૨
રાગ દ્વેષ સઘળા મટી　　　સમદ્રષ્ટિએ જોય
વેરી મિત્ર ગણે નહીં　　　　પરબ્રહ્મ ભણી ચિત્ત હોય. સભાજન. ૩
ક્યાં જઇ કોને પૂછીએ　　　કોણ દીએ બતલાય
એવી અંતરની ઉરમી　　　　ક્યારે મળે નિરંજનરાય. સભાજન. ૪
દયાળુતા દિલમાં વસે　　　ઇશ ભજે નિષ્કામ
પેહેલી ભૂમિકા એજ છે　　　શુભેચ્છા એનું નામ. સભાજન. ૫

## પદ ૨૭ મું.—સાખીઓ.

લય થાશે સંસાર　　　　　યત્નતો કરજો પ્રીતે
નિત્ય લહો આસાર　　　　ગુણ અગણિત ગણી જે
નિશદિન શ્રવણતો કરે　　　ગીતા વેદ કે સાંખ્ય,

ગુરૂ મુખથી સારજ ગ્રહે ઉપનીષદને વેદાંત. યત્નતો. ૧
જે જે શ્રવણે સાંભળે તેનો લહે શુભ સાર,
મનન કરીને જમાવવા શુદ્ધ ચિત્તે કરતો પાઠ. યત્નતો. ૨
શુ વિચારે નિત્ય કરે જ્ઞાન વિવેક વિરાગ
બીજી ભૂમિકા એજ છે સુવિચારણા એ ધાર. યત્નતો. ૩
આપણુ જાગૃતમાં બને સમજે જે નર બુધ
અજ્ઞાની તેને ન ઓળખે તેથી થાએ તેનું અશુભ. યત્નતો. ૪

## પદ ૨૮ મું.—સાખીઓ.

નહીં દેખો સંસાર ભૂમિકા ત્રીજી જોતાં
માનો આ શુભ સાર નહીંતો ખાશો ગોથાં
ત્રીજી ભૂમિકા શુભ છે એનું ન કોઇને ભાન
એ રસ્તેથી ચઢાય છે સચ્ચિદાનંદને ધામ. ભૂમિકા. ૧
શાસ્ત્રો જે શ્રવણે સુણ્યાં તેનો કાઢયો સાર
નિદીધ્યાસથી ધટ કરી તત્વ તણો કરે વિચાર. ભૂમિકા. ૨
જાગ્રત સ્થિતિમાં ત્રણ છે તેમાં આ બહુ શ્રેષ્ટ
ભલું બુંડુ કંઈ નવ જુએ નવ થાએ હર્ષકે ખેદ. ભૂમિકા. ૩
તનુ માનસા તેને ગણી છુટયું દેહાભિમાન
યોગ સિદ્ધ તેનો થયો થયું શુદ્ધ બ્રહ્મનું ભાન. ભૂમિકા. ૪

## પદ ૨૯ મું.—સાખીઓ.

ગુણજ્ઞો જો જો આપ સુખ સમજ્યામાં સેહેલું
ઔષધી જે કો ખાય દુઃખ સઘળુંજ તજેલું
ચોથી ભૂમિકા તો સુણો સત્વાપત્તિ નામ
સત્વ કાંઈક નજરે પડે થાય આનંદનું તો ભાન. સુખ. ૧
બુદ્ધિ નિર્મળ થાય છે ઉપજે જ્ઞાન વિરાગ
ઇશ્વિરી નિયમ ઓળખી ઋષી મુનીએ મૂકયો પાગ. સુખ. ૨

સિદ્ધી સઘળી અહીં વસે　　તેથી નવ લોભાય
સઘળું મિથ્યા માનીને　　આનંદે ઉર ભરાય.　　સુખ. ૩
સાંખ્ય રીતે એને થયો　　મોક્ષ ખરોજ મનાય
પણ એ મોક્ષ ગણો નહીં　　એતો મોક્ષદ્વાર ગણાય.　　સુખ. ૪
સ્વપ્નાવસ્થામાં રહે　　આ ભૂમિકાની લેહેર
બ્રહ્મવિદ્ તેને કહે　　સંસારનું તજશે ઝેર.　　સુખ. ૫

## પદ ૩૦ મું.—સાખીઓ.

સુર તણીતો રીત　　શિવમાં વૃત્તિ પૂરી
મળે જ્ઞાનની ખાણ　　સેહેજમાં બને ઝવેરી
આશક્તિ સઘળી ટળી　　શોક મોહ તજેજ
અમૃત ભાવ સેહેજે બને　　આનંદે ચિત્ત ઠરેજ.　　શિવમાં. ૧
આ ભૂમિકાએ આવતાં　　રહે દ્વૈતનો ભાસ
મત પંથી તેમાં ગણે　　મોક્ષ તણોતો નિવાશ.　　શિવમાં. ૨
ખરો મોક્ષ તેમાં નથી　　ભાવ સુધી તો ભય
ઇશ જીવ બન્યા રહે　　તેથી તો બગડે બેય.　　શિવમાં. ૩
કારણ દેહ વિષે રહે　　અસં શક્તિ ધામ
દેહ અધ્યાસ સેહેજે ટળે　　બ્રહ્મ વિદ્દર એનું નામ.　　શિવમાં. ૪

## પદ ૩૧ મું.—સાખીઓ.

પુરૂષોતમની પેર　　સેહજમાં જુગ્તિ જાણી
આનંદની તો લેહેર　　બ્રહ્મ સુખ લેછે માણી
આનંદ મગ્નતો થઈ રહે　　પદાર્થ સર્વનો લોપ
પદાર્થ કદી દ્દષ્ટે પડે　　તેને તો માને ફોક.　　સહેજમાં. ૧
દ્દષ્ટે સહેજ જણાય છે　　મિથ્યા પુન્ય અરૂ પાપ
મિથ્યા સગુને સાગવું　　મિથ્યા આ સઘળો વ્યાપ.　　સેહેજમાં. ૨
માયા માંહી સદા રહે　　પણ માયાથી દૂર

બ્રહ્મ વિદૂરીઆન તેજછે　　આનંદ મય સઘળુ નૂર.　સેહેજમાં. ૩
પદાર્થ માત્ર અધ્યાસથી　　દ્રષ્ટીમાં દેખાય
આભાસેજ જણાયછે　　ધ્યાન એક નિરંજનરાય. સેહેજમાં. ૪
પ્રારબ્ધ શેષ પૂરૂ થતાં　　કૈવલ્યમાંય સમાય
કારણ દેહે વૃત્તિ રહે　　પદાર્થાભાવની કહેવાય.　સેહેજમાં. ૫

## પદ ૩૨ મું.—સાખીઓ.

ગુણ જ્ઞાતા સમજો એમ　　સ્વરૂપે એજ સમાયો
એને નહીં યોગકે ક્ષેમ　　પૂરણ પદ સેજે પાયો
હું નહીં તું નહીં તે નહીં　　નહીં ભાસ આભાસ
કાર્યા કારણ ભેદ નહીં　　શુદ્ધ રૂપએ પોતે ખાસ.　સ્વરૂપે. ૧
બ્રહ્મવિદ વરીષ્ટ તેને કહે　　તુર્યગા ભૂમિમાંય
જ્ઞાતા જ્ઞાનમાં ગળી ગયો　　બોધ બોધક નમળે ત્યાંય. સ્વરૂપે. ૨
આપ નથીને પર નથી　　નથી શોક કે મોહ
દ્રષ્ટા દ્રષ્ટી કંઇ નથી　　પંચ ભૂત તણો ન સમોહ. સ્વરૂપે. ૩
એ પદનું એંધાણુ નહીં　　નહીં વર્ણ કે વાન
અનુભવે તે ઓળખે　　સંસારનું એ તો નિદાન.　સ્વરૂપે. ૪
ત્યાં ભેદ નથી ભેદુ નથી　　નથી ગુરૂ કે જ્ઞાન
અહંતા કે મમતા નથી　　નૌતમ મૂળ એતો માન.　સ્વરૂપે. ૫

## પદ ૩૩ મું.

પડવાની પણ પ્રીત　　ગત મત ભુલીરે
મારે હરી વિના એક વાત સર્વે સૂનીરે. એ રાગ.

પહેલું સૂણજો એમ　　ભાઇઓ કહુંછુરે
પતિ સાથે રાખો પ્રેમ　　સાચુ લહુંછુરે　　૧
સાચું તો બોલો નિત્ય　　જૂઠ ન વદીએરે
જૂઠે તો જગ નિંદાય　　નરકે પડીએરે　　૨

| | | |
|---|---|---|
| ભુંડું બોલો નહીં કોય | રીસ ન કરીએરે | |
| રીસે તો કોપે ઈશ | વેર ન ધરીએરે | ૩ |
| દુનિયાનો રચનાર | નિરંજનરાયરે | |
| તેને તો ભજીએ નિત્ય | લાગી પાયરે | ૪ |
| પતિ પાસે રહીને રોજ | શિક્ષા લઇએરે | |
| તજી કુસંગને કંકાસ | પ્રીતિ ધરીએરે | ૫ |
| સૌ જનની સાથે પ્રેમ | સરખો રાખોરે | |
| કોઈ નિંદે વંદે લોય | ક્રોધ ન દાખોરે | ૬ |
| સાસુ સસરાનું કહેણું | શિરપર ધરીએરે | |
| પતિ સેવા કરીએ નિત્ય | સ્વર્ગે જઇએરે | ૭ |
| દેહ દુઃખ પડે જો અનેક | સઘળાં સહીએરે | |
| પણ નબળાં જનનો સંગ | કદી ના કરીએરે | ૮ |
| કોઇનું બુરૂં ના ઇચ્છ | સાચું કહુંછુંરે | |
| ધીરથી વેઠો દુઃખ | શિખામણ દઉંછુંરે | ૯ |
| સતીઓ તો સેહેજે થાય | પતિ સેવ્યાથીરે | |
| ગુણવંતાં સીતામાત | રામ ભજ્યાથીરે | ૧૦ |
| સતી દમયંતીને ભાળ | પ્રેમે પૂરીરે | |
| નળને તે જપતી નિત્ય | શોધે શૂરીરે | ૧૧ |
| પ્રથમની આવી ચાલ | હતી બહુ સારીરે | |
| આ કળીકાળ સંસાર | રીત નઠારીરે | ૧૨ |

## પદ ૩૪ મું.—ગરબી.

| | | |
|---|---|---|
| રડે કુટે શું થાય બાઇઓ | રડે કુટે શું થાય | |
| રડે કુટે દુઃખ ફરે ન પાછું | બમણો જીવ ગભરાય | બાઇઓ. |
| રડે કુટે પ્રભુ કદી ન રીઝે | આંખ કાનતો જાય | બાઇઓ. |
| ગરૂડપુરાણે એમ કહ્યું છે | લીટ લાળતો ખાય | બાઇઓ. |

રડવું છોડી ઉધમ માંડો બાળક બહુ ખુશ થાય બાઇઓ.
રડવાથી મસાણુ સરખું ધરતો ખાવા ધાય બાઇઓ.
જો ઉધમ કોઈ નવ સૂઝેતો સહેજે પ્રભુ ભજાય બાઇઓ.
જાણી જોઇને દુ:ખજ માગો આતે ક્યાંનો ન્યાય બાઇઓ.
આપ દુ:ખથી બીજા દુ:ખીઆ દુ:ખીઓ જીવ મરનાર બાઇઓ.
દુ:ખ સંભાળે દુ:ખજ મળશે હરી ભજે સુખ થાય બાઇઓ.

## પદ ૩૫ મું.—ગરબી.

સખી ધર્મ તે પેહેલો ભાળોરે દયા રાખીને જુગ નિહાળોરે
તેથી મટે જગત જંજાળો સતીપણું સેહેજ હૃદયમાં ધરજોરે
બાઇઓ ક્રોધ કળીજુગ કાઢોરે પ્રેમ ભાવથી છોડજો રાઢોરે
તેથી મળે સુખની ખાણો સતીપણું સેહેજ હૃદયમાં ધરજોરે
સાચી શીખામણ નિત્ય લઇએરે પરદોષ કદી નવ જોઇએરે
સુખ શાન્તિમાં નિત્ય રહીએ સતીપણું સેહેજ હૃદયમાં ધરજોરે
સાચી વાત હંમેશાં કહેવીરે જૂઠી ગાળ કદી નવ દેવીરે
સુખ લઇએ પ્રભુને સેવી સતીપણું સેહેજ હૃદયમાં ધરજોરે
સૌથી પેહેલુંતો નિત્ય ન્હાવુંરે તન મનથી પવિત્ર થાવુંરે
સૌનું શુભ થજો એમ ગાવું સતીપણુ સેહેજ હૃદયમાં ધરજોરે
બહુ ખાટું ખારૂં નવ ખાવુંરે ખોટું કરતાંતો લજવાવુંરે
ભુંડું બોલતાં બહુ શરમાવું સતીપણું સેહેજ હૃદયમાં ધરજોરે
રોજ વિચાર સારા કરવારે ધરમ નેમને ચિત્તમાં ધરવારે
દુષ્ટ વિચારને તો તજવા સતીપણું સેહેજ હૃદયમાં ધરજોરે

## પદ ૩૬ મું.—ભજન.

જ્ઞાન શક્તિએ જોય જીવડા જ્ઞાન શક્તિએ જોય
શોધ કરેતો સઘળું મળશે મુરખાઇમાં શું ખોય. જીવડા.
પ્રકૃતિને પિછાની પેહેલો જ્યોતિ પ્રકાશતું જોઈ

| | | |
|---|---|---|
| વનસ્પતિમાં એજ રહી છે | ઔષધી દુઃખને ખોય. | જીવડા. ૧ |
| પ્રકૃતિના પરમાણું મધે | આકર્ષક ગુણ જોય | |
| આકારપ્રાણુ તેમાંજ વસેછે | તો તુંજમાં કેમ નહોય. | જીવડા. ૨ |
| આવું જ્ઞાન ઉપનિષદ મધે | રૂષી મુનીઓએ જોય | |
| પરમાર્થ વૃત્તિએ મળતું | તું કેમ જગતમાં મોય. | જીવડા. ૩ |
| ધ્રુવ વિશ્વામિત્ર વશિષ્ટ સરખા | જોયા જગમાં હોય | |
| પલક માંહેતો જગત પ્રજાવે | ડરે અસુર સુર દોય. | જીવડા. ૪ |
| પરમારથજ કાંઇજ | સ્વાર્થે સઘળું ખોય | |
| વનસ્પતિ પૂજા છે જેથી | વિચારીને દિલ પ્રિય. | જીવડા. ૫ |
| તપ તેજ એ એકજ વસ્તુ | આકર્ષક ગુણ દોય | |
| તેયે તુજમાં ગુપ્ત રહે છે | સુખ દુઃખમાં સુ સેય. | જીવડા. ૬ |
| આશક્તિ ચૈતન્ય આત્માની | ચૈતન્ય સૌગાં હોય | |
| મનુષ્ય જ્ઞાનથી ખેંચે તેને | મૂલ રૂપને મ્હોય. | જીવડા. ૭ |

## ગરબી ૩૭ મું.—તિથીઓની.

| | |
|---|---|
| પડવે તે પહેલું ભણુજોરે | નીત સુખમાં વશીએ નારી |
| બીજે તો બીજુ કહુંછુંરે | સુખે ભજીલો ગીરધારી |
| ત્રીજેતો ટેક ધરીનેરે | પતિપ્રેમ રાખો ધારી |
| ચોથે તો ચતુરા ચેતોરે | રીસ કરે નબળી નારી |
| પાંચમે દેહ ધરીનેરે | સંગત કરીએ નિત સારી |
| છઠેતો છાનું કહુંછું રે | નહાવું ધોવું દિલ ધારી |
| સાતમે સોહાગણુ સુણુજોરે | સાચું બોલો સંસારી |
| આઠમે પ્રીત ધરીનેરે | નિંદા છોડે શુદ્ધ નારી |
| નોમે તો નક્કી કરવું રે | દયા ધરો ચિતડું વારી |
| દશમે દાન કરીને | પિયુ જમાડી જમનારી |
| આ એકાદશી ઉપવાસીરે | હરી ભજીલો મન મારી |

બારશે બાળા ભણવુંરે — કુડ કપટથી રો હારી
તેરશ તન તપાસોરે — જુઠું બોલે કુલટા નારી
ચૌદશે ચતુરા ચેતોરે — અવગુણ મૂકો વિસારી
પૂનમે પૂરણ રાખોરે — શિખામણ આ સંભારી
પંદર તથો થઈ પૂરીરે — સુખથી શીખજો સૌ નારી

**પદ ૩૮ મું.—ગરબી.**

સોમે તો શીખ દેઉ સારી રે — નિત્ય ભજીશો મોસરી
પિયુની શિખામણ માનીરે — હરી હરી જપજો નારી
મંગળે મંગળ થાશે રે — જો છોડી નિંદા ચોરી
સાચે તો રાચે રામરે — રીસે કોપે ગીરધારી
બુધે તો સઘળું સહેવુંરે — સુખ દુઃખો જે જે આપે
ધીરજથી સઘળાં વેઠોરે — ગીતા વિષેતો કહે ભાવે
ગુરૂએ ગળવાં થઇનેરે — ઘર કામે નિત્ય ફરીએ
વણ કામે બહાર ન જઇએરે — વિના ગુને હલકા થઇએ
શુકરે સાચું ગણજોરે — હરિ વિનાનું સૌ જૂઠું
જુઠામાં શાની માયારે — ક્રોધ કરે ગુણનું બુઠું
શનીએ શાન્તિ ધારજોરે — દયા ઘણી રાખો દિલમાં
ઇંદ્રીઓ કબજે રાખોરે — ફરી ભમો નહીં આ ભવમાં
રવીએ રીત ધરીને રે — નાહી ધોઇને ચિત્ત શુદ્ધ રાખો
આનંદે નિત્ય રહેશોરે — મુઆ પછી સુખ બહુ દાખો

**પદ ૩૯ મું.—ભજન.**

જૂઠની તો બાજી ગમાર — કેમ તેં સતમાની ( ટેક ) જોને.
કયા જૂઠી માયા જૂઠી — જૂઠો સકળ સ્નેહી રામ
માત પિતા ઓર ભગની જૂઠી જૂઠી પ્રીતને પ્યારી કેમ તેં સતમાની.૧
સગું સો સ્વારથને ઇચ્છે — ઇચ્છે સંપત લેવા—રામ

જો સંપત ખાવા નમળે તો નિત્ય બંધાયે દાવા. કેમ તેં. ૨
તેવાને તું મારૂં કહેતો તેમાં તારૂં શું છે-રામ
તારૂં હોયતે સાથે આવે મુએથી અળગું રહેછે. કેમ તેં. ૩
તુજ ઈંદ્રીઓ જૂઠી કહીએ પ્રાણ મન છે જૂઠાં-રામ
ગાડી ચલતાં ઝાડ ચલતહે સાચું ગણે જન ખુઠાં. કેમ તેં. ૪
બુદ્ધિ પળમાં બગડી જાએ અભિમાનતો અંધો-રામ
પ્રાણ પલકમાં દૂર પળાએ મન જનમનો ખંધો. કેમ તેં. ૫
નોકર તુજ વિકારી કહીએ તું તો તેથી જુદો-રામ
તું તેનામાં કેમ ભળે છે તેણે તને ખૂબ ખુંદ્યો. કેમ તેં. ૬
સકળ જૂઠા તુંજ નોકર કહીએ તુજને નવ ગણકારો-રામ
રાવ છતાં તું દાસ બન્યોછુ ઈચ્છાનું બળ નવ જાણે. કેમ તેં. ૭
ઈચ્છા શક્તિ ખૂબ ધરીને નોકરને વશ રાખો-રામ
સકળ શિરોમણી સહેજે થાતાં બ્રહ્મ સુખ નિત્ય ચાખો. કેમ તેં. ૮

## પદ ૪૦ મું—ભજન.

મૂરખાનો મેળો તપાસ જમદ્ધાર તે જોશી (ટેક) તુંતો.
દુર્ગુણ સઘળા પાસે રાખી સદ્દગુણ નાંખે તોડી
પાંચ પલકમાં પ્રાણ છૂટતાં સંપતી સઘળી છોડી. જમ. ૧
સંતોષને તો શત્રુ ગણતાં તૃષ્ણા નારી પાળી રામ
ક્રોધ બંધુની કોટ ન છોડી દુઃખ આવ્યું જો નિહાળી.જમ. ૨
હરામીથી લક્ષ્મીને હરતો ચોરી ચુગલાઇ દહાડી રામ
કુડ કલેશથી કદી ન બીહીતો સંત સંગાથે રાઢી. જમ. ૩
પરનારી પત્નિ સમ ગણતો જન સહુ શત્રુ ગણતો રામ
મોહ માયામાં અંધ બનીને દેહાભિમાનને ભણતો. જમ. ૪
દુર્વ્યસનોની સગાઇ કરતા મંદની મિત્રાચારી
આળસને અળગું નવ મૂકે ક્ષમાને નાખી મારી. જમ. ૫

લોભ પિતાને પાસે રાખે　　માતા કપટી વાણી
દયા દાનને દૂર કર્યા છે　　વસવું નરકની ખાણી. જમ. ૬
નરક ખાણમાં વાસો કરવા　　ગુણ સંઘર્યા સારા
નરક કીડો તો નરકે રાચે　　જુઓ મૂરખના તમાસા.જમ. ૭

## પદ ૪૧ મું.

### મંદાક્રાંતા.

જ્ઞાને જોતાં મનતું સમજે　　ત્રિગુણાબ્ધિ પતિને
સંતોષોમાંજ ચિત્ત વસતતો　　સેહેજે ઉંચી ગતિને
સંતો સંગે સહજ વિચરૂં　　તો વળી શુભએથી
સુવિચારે સહજ રમતમાં　　ખેલ ખેલું સુખેથી
ત્રિગુણોએ સર્વેશ બનતું　　તું ફસ્યો જાળ કૂપે
ગીતા માંહે વચન વદતા　　તું ખરો શિવરૂપે
શાન્તિ માટે કહ્યું અર્જુનને　　તે તું જોને વિચારી
જ્ઞાની વિના જન કદી ન ગણો સુખિયો દેહ ધારી

## પદ ૪૨ મું.

### શાર્દુલવિક્રિડિત.

હે અદ્વૈત અનાદ આપ નૂરથી　　બ્રહ્માંડતો વિસ્તર્યું
ભાસે છે સઘળે વિચિત્ર રચના　　જાણે બન્યું છે ખરૂં
વિચારેજ દિસે છ ભાસ સઘળો　　નિરે પ્રતિબંબ છે
ભાસે ભાસ્કર સત્ય રૂપ રચના　　તો એજ અનિત્ય છે
તેવું આ જગજાળ રૂપ રચના　　માનુજ ભાવે કર્યું
સાચું રૂપ જણાય તોપણ સદા　　ખોટુંજ એ વિસ્તર્યું
દેખાતી સ્વપ્નાંત રૂપ રચના　　જાણે બની છે ખરી
તોએ જાગૃતમાં કદીન દિસતી　　એવીજ સૃષ્ટિ ઠરી

## ૪૩ મું.—સવૈયા.

મનને નિદીધ્યાસે કરીને અહંપદનો કરતું ત્યાગ
નિરંજન નિર્લેપજ સમજી સ્વાર્થ તણો તું તજીદે ભાગ
સંયોગ કરણુને પૃથ્થકરણુથી નિશ્ચાત્મક બુદ્ધિ જ્ઞાન પમાય
પરમાણું જન શરીર છે તે ઘડી ઘડી બદલાતું જાય
પ્રકૃતિના સંયોગી કરણે પંચ મહાભૂતમાં શક્તિ થાય
તેની ગતિ સ્થૂળે દેહે આવી મનને તેનું જ્ઞાન જણાય
મનથી જે જે ઘટ કરે તે ફરી ભોગવે ધરીને દેહ
ઇચ્છા શક્તિનું બળ વાંપરતાં મનને તો બદલી દે તેહ
આહાર વિહાર વિધાને સ્થાને મન બદલાતું નિત્યે જાય
બુદ્ધિમાં વિકારજ ઓછો તેથી ચૈતન્ય જીવ કહેવાય
જ્ઞાન વડે તે ઘટ થઇને તો પરબ્રહ્મ ભણી લેઇ જાય
સર્વ વ્યાપક શુદ્ધ ચૈતન્ય જાણી કેવળ પદે સદા સમાય;

## ૪૪ મું.—કાફી.

અહિંસા તમે જાણોરે અહિંસા તણી રીત કહી
હાલની રીતછે જુદીરે ખરી વાત બાજુ રહી
અહિંસા દુનિયામાં ચાલે તેનો જીવ હિંસાનું ગણે પાપ
પણ એમાં જે વિશેષ અર્થ છે તેનું કોઇ ન જાણુતા માપ
માપ સઘળું જાણોરે ત્યારે ખરી યુક્તિ ગ્રહી. અહિસા. ૧
કોઇ પ્રાણીનો વધ નવ કરવો તેમજ દ્રોહનો ત્યાગ
મનુષ્ય વિષે સમદૃષ્ટિ રાખી તજો દ્વેષ અનુરાગ
અહિંસા તેને જાણોરે ખરેખરી રીત લહી. અહિંસા. ૨
પ્રથમ ધર્મ માનુષીઆ છે પાળો તમે દઇ ચિત્ત
એ પ્રમાણે નવર્તં તો હિસા ગણોજ ખચીત
વેદ વ્યાસ કહેછે રે સાચે સાચું ગણો સહી. અહિંસા. ૩

કાયા મન અને વાણીથી બુરૂન કોઇનું ધાર
બુરૂં કરતાં બુરૂંજ થાશે અમણોજ ખાઇશ માર
માનો કહ્યું મારૂંરે નફો એમાં કાંઇજ નહીં. અહિંસા. ૪

## પદ ૪૫ મું.

વૈદરભી વનમાં વલ વલે એ રાગ.

આરે જગતમાં રહેવું નથી એમ નક્કી માન
એક દિન એવો આવશે જાવું પડશે સ્મશાન. આરે. ૧
નહીં જાણે તુજને થવા નહી નામ નિશાન
જેમ તારા પૂર્વજો ગયા તેમ તારૂં તું માન. આરે. ૨
પુન્ય પાપ સાથે આવશે નહીં કોઇ બીજું સાથ
સગાં સહોદર રહી જશે પછાડીને હાથ. આરે. ૩
અતિ પ્રિય તારી વસ્તુજે મેળવેલી પ્રયત્ન
જતન કરીને સંઘરી પડી રહેશે તે અત્ર. આરે. ૪
અરે ઓ પામર પ્રાણીઆ ઉઘાડીને જો ચક્ષ
જૂઠી માયા જૂઠી દેહછે જૂઠું છે સરવત્ર. આરે. ૫
જૂઠામાં શું મોહી રહ્યો આખર જૂઠું તે જાણ
શા માટે વળગી રહ્યો નાશવન્ત એ માન. આરે. ૬
સાચી વસ્તુ તું વોહોરી લે ખરી કરીને ખોજ
મિથ્યા સઘળી માનજે દુનિયાની મોજ. આરે. ૭
સદાચરણથી ચાલીને કર ભક્તિ હમેશ
જેથી આ ભવ સિંધુને આખરે તું તરેશ. આરે. ૮
પાપ પ્રપંચનું મૂકી દે મૂકી દે અભિમાન
કામ ક્રોધ લોભ મોહને તજી દે ધરી ધ્યાન. આરે. ૯
સારાસાર વિચારીને કરવું જોઇએ તે કર
ત્રિગુણ મુકત થયા પછી મોક્ષ માર્ગ વિચર. આરે. ૧૦

## ૪૬ મું.—લાવણી.

શું બેસી રહ્યો ઓ મૂર્ખ ઉંઘું શું ઘાલી (૨)
નકી જાવું પડશે સત્ય, હાથ બે ખાલી. શું બેસી.
નહીં આવે તારી સાથ, પામર પ્રાણી (૨)
શું ઉંઘે સુસ્ત નાદાન, કરી ધૂળધાણી. શું બેસી.
સહુ પડી રહેશે આંહી, વસ્તુ તુજ પ્યારી (૨)
માબાપ સગાં સહુ સાથ, કુળવધૂ તારી. શું બેસી.
રેહેશે ચોળીને આંખ જાણુ મન મારા (૨)
આ દેહ પછી શા થશે હાલ ઓ તારા. શું બેસી.
માટે ભજી લેતું ઇશ ગ્યાની બનીને (૨)
ત્રિવિધિ તાપ તું ખોઇશ, બ્રહ્મ ચીનીને. શું બેસી.

## ૪૭ મું.--રાગ કાફી.

આ દેહરૂપી દેવલરે બનાવ્યું જુક્તિ કરી
અમૂલ્ય રચના કીધીરે જેનાથી યોગી કાયા તરી
પિંડમાં તે બ્રહ્માંડમાં જાણો જુવો કરીને તપાસ
ભક્તિ થકી હરી ભેટયા સૌને કોણ રંક રાણા ને ખવાસ
મોહરૂપી સાગરરે તરી ગયા ખરાખરી. આદેહ. ૧
નરસિંહમેતા તુલસીદાસ અને કબીર કમાલ નિર્વાણ
રોહીદાસકું જાતિ જાણો ભાવિક ભક્ત સુજાણ
હરીએ નહીં રાખ્યોરે ભેદ તેમનામાં જરી. આદેહ. ૨
ઘટ ઘટ માંહી વિભુ વિરાજે વંદન કરતું ઝુકી
કામ લોભ ભ્રમ આળસ નિંદ્રા થકી જઇશના ચુકી
જાગીને તું જોનેરે માથે કાળ ફાંસી ખરી. આદેહ. ૩
માટે રટ તું જગજીવનને યમનો નહીં સંતાપ
અદેસિંહ કહે ગુરૂ પ્રતાપે કરવો ઓહી નિશ જાપ.

તેથી નિશ્ચે થાશેરે ભીતી ખસી જાશે પરી. આદેહ. ૪

## ૪૮ મું.—રાગ ભજન.

રટ મન રામ રામ શ્રી હરી દુજી મમતા રાખો પરી
ભજન થકી ભવસાગર તરિયા એ વાતું છે ખરી
વેદ પુરાન કુરાન બતાવે સાચી મુંડી ઠરીરે. રટમન. ૧
કહે છે કાંઇક કરે છે કાંઇક નહીં મન નિશ્ચે જરી
એવા જનની બુદ્ધિ છે બાઇ મોહ જાળથી ભરી. રટમન. ૨
ઘણા ગયા આપણુ જોતામાં તેમ જાવું છે મરી
માટે ચેત્યો નહીં તું પામર વાત કાન નહીં ધરીરે. રટમન. ૩
કાળ ચક્ર છે માથા ઉપર ચાલ ડરીતું ડરી
અદેસિંહ કહે ચેતી ચાલો તો જાશો ભવને તરીરે. રટમન. ૪

## ૪૯ મું.—રાગ ભજન.

સંતો જ્ઞાન માંહી ખૂબ ખૂબ ઝીલો આદેહમાં પેખીલોરે પેખીલો
પ્રથમ પ્રેમ તણા ભેદ બે કહાવે સગુણ નિર્ગુણના રૂપમાં સહાવે
એવા નિરાકાર સાકાર રહાવે આદેહમાં પેખીલોરે પેખીલો
સગુણ રૂપમાં તે હરીહર પેખો રામકૃષ્ણ આદિ બીજાં પણ લેખો
એ ભક્તિએ ઇચ્છીત ફળ દેખો આદેહમાં પેખીલોરે પેખીલો. ૨
નિર્ગુણ અદૃષ અવ્યક્ત પુની ધારી આપે ભક્તિ થકી મોક્ષ સુખકારી
અખંડ જ્યોતપર જાઉ બલીહારી આદેહમાં પેખીલોરે પેખીલો. ૩
શ્રવણ કીર્તન સમરન દાસ્ય ભક્તિ પદસેવન અર્ચન સાંખ્ય શક્તિ
આત્મ નિવેદન વંદનની જુગ્તિ આદેહમાં પેખીલોરે પેખીલો. ૪
એવા ભેદ ભક્તિ તણા નવ જાણી ચાહ ધરી શ્રવણ કરે નિત્ય વાણી
સંતજનો જે ગયા છે વખાણી આદેહમાં પેખીલોરે પેખીલો. ૫
પ્રેમનો પ્રવાહ ઉછળે ઉમંગે વિના વિભુ નહીં ચિત્ત અનુરંગે
લેશ માત્ર નહીં ભવ તણા તુરંગે આદેહમાં પેખીલોરે પેખીલો. ૬

એકાગ્રતા વિષે ધ્યાનને સુહાવી નિવૃત્તિ થકીજ પ્રેમ પૂર્ણ લાવી
રૂધ્યાકાશના વિષે રહ્યાછે ભાવી આદેહમાં પેખીલોરે પેખીલો. ૭
યોગ વિદ્યા તણા સાધનો તપાસી હઠ રાજયોગ જાણે છે વિલાસી
એના જુદા જુદા ભેદ લો હુલ્લાસી આ દેહમાં પેખીલોરે પેખીલો.૮
હઠયોગ તણા આઠ અંગ જાણો એ આઠના વિભાગોને પ્રમાણો
શુદ્ધ આત્મા વિષે થશે એક તાણો આ દેહમાં પેખીલોરે પેખીલો.૯
કહે ઉદેસિંહ વધુશું વખાણી તત્વજ્ઞાનથી વિચારો ખૂબ ખાણી
થશો બ્રહ્મરૂપ ખરેખર જાણી આ દેહમાં પેખીલોરે પેખીલો.૧૦

## રાગ કાફી—૫૦ મું.

અવિનાશી ગોતોરે માંહી બેઠો માણે
કુટીલતા નવ જાણુંરે નાહક માથે તાણે
તદરૂપ એતો રહ્યો સાક્ષીવત્ એને ન પુન્ય કે પાપ
સમજી એવું સત્યને ઝાલો મટશે ત્રિવિધીના તાપ
જાપ એવો જપોરે ખરેખર પ્રમાણે. અવિનાશી. ૧
અકલ ગતિ માયાની જાણો સાયર ઉંટ નિદાન
ચતુર વિવેકી બચીને બેઠા મૂરખ ભુલ્યો ભાન
જ્ઞાન નહિ લાધ્યુંરે અંતરઉભરો આણે. અવિનાશી. ૨
મિથ્યા મોહથી શું વળવાનું તજય તું આ જંજાળ
સપડાઈ ફંદામાં ફસીઓ પારધી કેરા ખ્યાલ
ફોગ ફાંદાં હાવેરે દરાયો ન ભરે ભાણે. અવિનાશી. ૩
દેહ તણો આ મન રાજા છે વશ કર તું નિરધાર
ઉદેસિંહ કહે થાશે નિશ્ચે બેડો તારોપાર
સાર એ છે નક્કી રે દેખાડું તાણે તાણે. અવિનાશી. ૪

## રાગ કાફી—૫૧ મું.

આ કર્મ થકી તું હારેરે જ્યારે તું તુજને બુઝે
તું કોણછું એ જાણે રે ત્યારે તો તને ખરી સુઝે
કામ ક્રોધને દૂર કરીને સત્યથી માગ્ય સહાય
માયા મોહમાં નહીં ફસાતાં ક્યા ધર્મ દરસાય

પરોપકારનાં પુન્યરે ખરી વાતતો સૂઝે. આ કર્મ. ૧
સુકૃતનો જ્યારે સંગ્રહ કરીને દુષ્કૃત નાંખે ટાળી
બુદ્ધિ શુદ્ધ થઇ જ્ઞાન પમાડે ત્યારે તિમીર નાશે બાળી
આ વિણુ સાધન સાચું રે મોહનો ઘાવ નવ રૂઝે. આ કર્મ. ૨
ક્યાંથી આવ્યોને ક્યાં જાવાનો તેનાં કારણુનો કરને તપાસ
દેહ તત્વ વિચાર કરેથી જ્ઞાનેન્દ્રી પામે ઉજાસ
સારા હાથ લાગ્યોરે હરી સ્મરણુ કીજે. આ કર્મ. ૩

## ભજન—૫૨ મું.

નાથ કેશે ગજકો બંધ છોડાયો એ રાહ.

પામર તન તારૂં જોને તપાસી રૂદયમાં છે અવિનાશી. ટેક.
નામ તણો મહિમા છે મોટો ખંતથી જોને તપાસી
લોભ મોહ અવગણુાને છોડી થઇજા બ્રહ્મ ઉપાસી. પામર. ૧
અંડ બ્રહ્માંડ તે પિંડમાં જાણો કીધી ખૂબી ખૂબ ખાસી
સંત વિવેકી સેહેજે ભવ તરશે શઠદંભી ફરશે ચોરાશી. પામર. ૨
કર્મ કરી પુર્ષાર્થ કરવા યત્નથી જા નહીં ત્રાસી
સીંચીત ફળ અનાયાસે મળશે ક્યાંતું જવાનો નાસી. પામર. ૩
માટે રટ તું જગજીવનને જે સચરાચરનો વાસી
અદેસિંહ કહે આખર ટાણે ભુલી જશો બદમાસી. પામર. ૪

## રાગ વણુજારો દેશી—૫૩ મું.

જગજીવન જુગતે જાણી સમરો નિત્ય પામર પ્રાણી
બહુ નામી નામ અનંતા છો દયા સિંધુ ગુણવંતા
શેષ શંકર રહ્યા વખાણી જગજીવન જુગતે જાણી. ૧
સચરાચર વિશ્વ વિધાતા જડ ચૈતન્યના પિતુ માતા
નહીં માયા ક્રોધ એંધાણી જગજીવન જુગતે જાણી. ૨
વળી દામ ન કોડી ભજતાં મિથ્યા ભવસાગર તજતાં
કર રટન રામનું વાણી જગજીવન જુગતે જાણી. ૩
છો અનાથના આધારા સમ વિષમ નહીં કોઇ પ્યારા
હરી જનને લીધા તાણી જગજીવન જુગતે જાણી. ૪

તુજ કૃતિ ઘણી ખુબ ખાસી ; રહ્યા ઘટ ઘટમાં તમો વાસી
કહે ઉદેસિંહ વખાણી જગજીવન જુગતે જાણી. ૫

## ઠુમરી—૫૪ મું.

શ્રી સચ્ચિદાનંદ સમરલું નાહક ગોથાં ખાતાહે. ટેક
રૂદય કમળમે રહે નિરંતર અંતર્યામી દાતારે
પ્રેમ વિના નહી કોઇ પાયો જગમે જાકી ખ્યાતારે. શ્રી. ૧
અધમ ઉધારણ ભવકે તારણ મિથ્યા મોજ બતાતારે
ઉતરેગા કોઇ સંત વિવેકી પીછે શઠ પછતાતારે. શ્રી. ૨
બ્રહ્મ જોતી એ સત્ય રૂપહે અગમ અચંબા દીખાતારે
દયા કરે જાપે દામોદર સો ગ્યાની જત પાતારે. શ્રી. ૩
મિથ્યા કહે સબીજન ભવકો જાન બુઝ ધસડાતારે
સેહેજ ઉપાય કરે, નહી કોઉ લખ ચોરાશી જાતારે. શ્રી. ૪
બીના મોલ અનમોલ મીલેસો પુરૂષાર્થ નહી હોતારે
રંગ ભોગ ખટરસ મીઠરસમે લાખો નગંદ ઉડાતારે. શ્રી. ૫
બાર બાર કહુમે કેતો જનમ જનમ દુઃખ પાતારે
ઉદેસિંહ કહે મોક્ષ છોરી કે નાહક મુડી ગુમાતા રે. શ્રી. ૬

## લાવણી—૫૫ મું.

ચેત ચેત તું પામર પ્રાણી કયા મોજ શોખમાં ફીરતાહે
જાઈ ફીજર ફીર લગી સ્પામજલ સમજ સમજ પીછતાહે
પાવ પલકકી ખબર નહીં ઓર આજ કાલ બીતલાતાહે
કપટ કાલકી ઝપટ લગે જબ લંપટ દીલ મુઝાતાહે. ચેત. ૧
ગ્યાન દીયા હરને સબ જનકો કયા બિના બિચરે મીલતાહે
કપીકંઠ મુક્તામની જેસે ગાંડુ સીખ કબ રખતાહે. ચેત. ૨
કરકે કંકન ધરે કાંનપે ઝાંઝર ગલે લગાતાહે
પંચ વિષયમે ફીરે મસીહો જાલીમ જોર દીખાતાહે. ચેત. ૩
કયા કરારે કર આયા મુસાફીર નહી ખ્યાલ કછુ લ્યાતાહે
આખીર કેજ બગડે નગારે સોચ સોચ બીરમાતાહે. ચેત. ૪
દાન દયાઓ નગદ સોદાહે ધર્મ ધીર સુખ સ્યાતાહે

ઢુંઢ ઢુંઢ લેવે પંછેરૂ આવા ગમન મીટ જાતાહે ચેત. ૫
કામ ક્રોધ મગરૂરી નિંદા એ તસ્કર સબકું ફસાતાહે
કહે ઉદેસિંહ ઇનદુષ્ટકુ કોઇ દંડે કરકે સુખ પાતાહે. ચેત. ૬

## રાગ દેશી વણજારે—પદ ૫૬ મું.

ગાફલતા તજ્ય પ્રવાસી શિરપર છે ગર્ણની ફાંસી
સ્વભાવતમાં શું ભુલ્યો કાં ફરે છે નાહક ફુલ્યો
એથી આખીર થાશે ઉદાસી ગાફલતા તજ્ય પ્રવાસી. ૧
સ્વારથ સંબંધે સુખ જાણી માયાવિ થયો ધૂળધાની
પછી પાછળથી પસ્તાશી ગાફલતા તજ્ય પ્રવાસી. ૨
કાલ તણું કાર્ય કર આજે શુભ કરવાનું જે રાજે
જ્ઞાન ચક્ષુથી જોને તપાસી ગાફલતા તજ્ય પ્રવાસી. ૩
જીવ શિવ નથી એ જુદા જેમ પાણીને બુંદ બુંદા
ઘટ ઘટમાં એ અવિનાશી ગાફલતા તજ્ય પ્રવાસી. ૪
દિલ દયા પરોપકાર કાજે નથી સ્વારથ બુદ્ધિ જરાજે
તે તો થયા છે કૈલાસવાશી ગાફલતા તજ્ય પ્રવાસી ૫
મન ચંચળને ગ્રહી લીજે જેથી કારજ સઘળું સીજે
રહે બ્રહ્મ સ્વરૂપ પ્રકાશી ગાફલતા તજ્ય પ્રવાસી ૬
ભવ સિંધુ પ્રયાસ કર ખાંતે સત્ય ધર્મ ધીર શુભ શાન્તે
જેથી ટળે ભાઇ ચોરાશી ગાફલતા તજ્ય પ્રવાસી. ૭
નૌતમ જ્ઞાનને શોધો સત શાસ્ત્ર તણા જે બોધો
કહે ઉદેસિંહ તપાસી ગાફલતા તજ્ય પ્રવાસી. ૮

## પદ ૫૭ મું.—રાગ સાખી.

સૂણો ઉપાસનાની રીત ગુણજો સર્વે ભાઈ
વર્તે એ પ્રમાણે નિત્ય પુરણ પદ સેજે પાઇ. ટેક.
માયિક કાર્યથી પરવરી મનને રાખો શાન્ત
શુદ્ધ ચૈતન્ય જે બ્રહ્મ છે તેનું ધ્યાન ધરો છોડી ભ્રાંત ગુણજો. ૧
એવી બ્રહ્મની જે સ્તુતી તે ઉપાસના કહેવાય
તેનુ જો સેવન કરો તો પરમાત્મા ઓળખાય. ગુણજો. ૨

ઉપાસનાના ભેદ છે સજ્જન નિર્જન નામ;
તેનો મર્મ તમે સુણો જે સમજેથી મળશે ગ્નાન. ગુણજ્ઞો. ૩
માયિક વૃત્તિ છોડીને કરોને સત સંગ રોજ
ચિત્ત રાખીને સાંભળો વિષય ચરચા મોહી મોજ. ગુણજ્ઞો. ૪
દ્વૈત ભાવતો કાઢીને રાખો ભ્રાતૃ ભાવ
એવું તો કરવા થકી થાશે ગ્નાન તણો જમાવ. ગુણજ્ઞો. ૫
સૌની સાથે પ્રેમથી પ્રાર્થો પ્રભુ નિષ્કામ
તેનું તો રૂષી મુનીઓ કહે સજ્જન ઉપાસના નામ. ગુણજ્ઞો. ૬
જે જે શ્રવણે સાંભળો ધર્મ તણું વૃતાંત્ત
એકાંત સ્થાને વિચરવું મનન કરો બહુ ખાંત. ગણજ્ઞો. ૭
એવી રીતે નિત કરો એકાગ્રતાનો સાથ
ખોળો છો જે માર્ગને સેજે આવે તમારે હાથ. ગુણજ્ઞો. ૮
માટે સુગ્ન બંધુઓ છોડો માયા ખ્યાલ
તો પછી તમને કરે નિર્જન ઉપાસના ન્યાલ. ગુણજ્ઞો. ૯
એ રીતે ટુંકે કહ્યો ઉપાસનાનો મર્મ
નૌતમ મૂળને જાણવા દયા રાખી કરો શુભ કર્મ. ગુણજ્ઞો. ૧૦

**પદ ૫૮ મું—રાગ વણજારો દેશી.**

પ્રભુ અનહદ રચના તારી, નથી ચાલતી મતી કાંઈ મારી. ટેક.
વનસ્પતિ અને સૌ પ્રાણી, વળી સારતા પર્વત ખાણી;
બીજાં કામ કીધાં બહુ ભારી, પ્રભુ અનહદ રચના તારી.
તેં ઉત્તમ એ બહુ કીધું, સારૂં ગ્નાન મનુષ્યને દીધું;
એવું કહે છે સંત પોકારી, પ્રભુ અનહદ રચના તારી.
દીધું ગ્નાન તને બહુ સારૂં, મૂરખ કેમ લાગે ખારૂં;
માટે કાઢ તું બુદ્ધિ નઠારી, પ્રભુ અનહદ રચના તારી.
પામર જન એવું કહે છે, હરી સુખ દુઃખ સૌને દે છે;
જરા નથી જોતા વિચારી, પ્રભુ અનહદ રચના તારી.
દીપ પ્રકાશ સૌને દે છે, પણ પોતે અળગો રહે છે;
તેમ રહ્યા છે ગિરિવરધારી, પ્રભુ અનહદ રચના તારી.

શિવ તારા નિયમ જે જાણે, તેને માયા તો નહીં તાણે;
તું તો રહ્યો છે નિરાકારી, પ્રભુ અનહદ રચના તારી.
પાળો નર નારી સૌ હેતે, કર્તાના નિયમ જે છે તે;
વર્તો નિયમ ધીરજ ધારી. પ્રભુ અનહદ રચના તારી.
સૌ સંત તર્યા એ રીતે, માટે વિચારી લો તે પ્રીતે;
નિશ્ચે જાશો તમે તે ઠારી, પ્રભુ અનહદ રચના તારી.
સૌ અહંતા મમતા છોડી, નમો પ્રભુને બેઉ કર જોડી;
તારા ગુણ ગણતાં જાઉ હારી, પ્રભુ અનહદ રચના તારી.

### પદ ૭૨ મું.—રાગ કાફી.

સત્ય ધર્મને પાળોરે, નાનાં મોટાં નરનારી;
ધીરજ રાખી ધરજોરે, ઉતરવાને ભવપારી. ટેક.
નથી ધર્મ એ નવોજ કાઢયો, પણ હતો પહેલાંનો;
વદ પુરાણો શાક્ષી પૂરે, નથી એ હમણાંનો;
મૂરખ નવ માનેરે, હઠ કરે બહુ ભારી; સત્ય. ૧
સત્ય ધર્મમાં જઇને ભળ તું, ઉત્તમ મળશે જ્ઞાન;
જ્ઞાન ખડગથી મનને મારો, મારો ક્રોધ અભિમાન;
લોભ મોહ મારોરે, મારો તૃષ્ણા દુઃખકારી. સત્ય. ૨
પ્રાપંચીક સામાજીક સ્થિતિ, રાજકીય ધાર્મીક;
ચારે સ્થિતિ ઉત્તમ પામે, ધર્મ જો પાળે અધિક;
રૂષી મુની કહે છે રે, વારે વારે પોકારી; સત્ય. ૩
સત્ય ધર્મથી મોક્ષજ મળશે, ભેદ નથી લગાર;
કબીર નરસૈયો બીજા સૌ સંતો, એથીજ ઉતર્યા પાર;
માટે જો ને જાગીરે, કાર્ય એતો સુખકારી; સત્ય. ૩
મૂળ કર્ત્તાને અળગો રાખ્યો, માયાને રાખી પાસ.
માયાના ખેલમાં—બહુ ગુંચાયો, કરવાને નરકે વાસો;
તેમાંથી ઉગરવારે, કંઇક કરો વૃત્તિ સારી; સત્ય. ૫
મીઠાની સાટે હરી મળે છે, કેમ નથી લેતો ગુમાર.
અંતકાળે જ્યારે જમડા આવશે, પડયો કરશે પોકાર;

સાથે કોઇ નહીં આવેરે, માતા પિતા ધરનારી; સત્ય.૬
માયા મમતા સર્વે તજીને, ધર્મથી પામો વિશ્રામ;
સારી કરણીએ સુખજ મળશે, જાશો પવિત્રજ ધામ;
જન્મ મરણ નહીં આવેરે, જ્ઞાની બોલ્યો વિચારી;સત્ય.૭

## પ્રથમ ભાગ સંપૂર્ણ.

---

## ભાગ ૨ જો.

### પદ ૧ લું.

બરતું મે સંતસમાજ જીનકી જ્ઞાન કચેરી.
સંતોષ તખતપર મન રાજા વિવેક બડા દરવાની;
જગ મગ જોત છતર બિરાજે, મુકતા ભરત જ્યાં પાણી જીનકી. ૧
લોભ મોહકો શહેર ઉજાડો, માયાકો મુડ મુડાવો રામ;
કામ ક્રોધકુ ગરદન મારો એ સાહી અદલ ચલાવો. જીનકી. ૨
પાંચ માર પચીશ વશકર લે, સાચા હેડેરાયા રામ;
ઈંગલા પીંગલા કરત ચાકરી, ગગન મંડળ મઠ છાયા. જીનકી. ૩
ત્રીજી ત્રણ ત્રિવેણી સંગમ, અગમ એક અસ્થાના;
આશા તૃષ્ણા જે કોઇ મારે, સોહી કરત અસનાના. જીનકી. ૪
દુઃખપર દયા બચન કર સીતલ, તનકી તપત બુઝાવા (રામ)
ક્ષમા બિછાન શબ્દ સિપાઇ હરજીકા નામ ખજાના. જીનકી. ૫
કહેત કબીરા સૂણુ ભાઇ સાધુ, આપ દહે નિરવાણા રામ;
એ પદકો કોઈ અર્થ વિચારે, પોંચે અગમ અસ્થાના. જીનકી. ૬

### પદ ૨ જું.

મરી જાવું છે માયા મેલીરે, મરી જાવું છે માયા મેલી (૨)
કાયા તમારી કેશરવર્ણી, (૨) નહીંતો વાપી છે વિખે વેલીરે. મરી. ૧
ધાઇ ધુતીને ધન ભેળુ રે કીધું (૨) સાથે નહીં આવ અઘેલીરે. મરી. ૨
કોઇતો બનાવે બાગ બગીચા (૨) કોઇતો બનાવે હવેલીરે. મરી. ૩
નરભેરામના સ્વામીરે સમરો (૨) પાળતો બંધાવો પુર પહેલીરે. મરી. ૪
મીરાં બાઇ દાસ શું કરંરે લાલ. ૫

## પદ ૩ જું.

દેખા દેખી મત કરો ભાઈરે, જ્ઞાન ગુરૂકી મત હે ન્યારી; (૨) ટેક.
સુરતા ધરી નટ ખેલ કરત હે, સુરતા ચૂકે તો ભોંયપર ડારી. (૨)
મોજ નહીં પાયા ગયા જીવથું, એક પલકમાં જુગ હારી. દેખાદેખી.૧
જનક વિદેહીપર આતમ ચીન્હો, રાજ્ય કરીને દુગ્ધા ટાળી;
એક હાથ સ્ત્રીના ઉરપર, બીજે હાથ અગ્નિ ઝારી. દેખાદેખી. ૨
વિના સમજ નર સબ કંઇ ખાવે, ઉદર ભરનકા અધિકારી;
જ્ઞાન ન જાણે વિખ રસ માણે, ખપરમે એકાકારી. દેખાદેખી. ૩
કોઇ કહે કૃષ્ણ બાળો બ્રહ્મચારી, સોળ સહસ્ત્રનો વિહારીરે;
એસારે દેખી કોઇ આપ ચલાવે, પડે નરકમાં નરનારી. દેખાદેખી. ૪
સાચા સંત કોઇ સમજીને ચાલે, વસંત નકી બલીહારીરે;
કહે રવિદાસ સૌ જગમાં ધુતા, ખેલ કરતહે ખુવારી. દેખાદેખી. ૫

## પદ ૪ થું.

પ્યાલો મેં તો પીધોરે, લીધો મેં તો લગ્ને કરી;
પરિબ્રહ્મ પ્રગટયારે, જોયા મેં તો સભરે ભરી. ટેક.
સત ગુરૂએ શ્રવણ રસ રેડયો, ચોંટયો છે રૂદયાની માંહ્ય;
સાંધે સાંધે રસ સંચર્યોરે, રહ્યો છે ઉન મુની ધ્યાન.
સહેજે સુરતા સુનમાંરે, ઉતરત નહીં ફરી. પ્યાલો. ૧
લાલચ લોભને નહીં મોહ માયા, આવરણ પામ્યો અસ્ત;
નવ પંદર અભ્યાસે અંતરથી, મીટ ગઇ પીડ સમસ્ત.
અવરે નહીં જોવુંરે, વિના એક બીજો હરી. પ્યાલો. ૨
કથની બકની છુટીરે કિરીયા, કહેનારે ગાઉ ગીત;
ખોલણુ હારોરે ખોવાઇ ગયો, આપે થયો છે અદ્વૈત;
પાલો ગળી પાણીરે, જેમ હતું તેમ રહ્યું ઠરી. પ્યાલો. ૩
ગુંગે સાકર ગળીરે ગળામાં, સમજ સમજ પસ્તાય;
રવિદાસ કહે રસ કુણસોરે, વસ્તુ છે વણ જીભાય;
ઘટોઘટ બોલેરે સોહાગ એતો અનેક ધરી. પ્યાલો. ૪

## પદ ૫ મું.

અપના કોઇ નહીં હેરે, (૨ ) બિના રામ રઘુવીર અપના કોઇ નહીં હેરે.

હસ્તિ ચલતા ઘોડા ચલતા, ચલતા નગર નિશાના રામ; ( ૨ )
લીલી પીળી બેરખ ઉડતી, એ નર કંઇક સમાના. અપના કોઇ. ૧
કોડી કોડી માયા જોડી, ગર્વકાયા બોતેરા રામ; ( ૨ )
હુકમ હુઆ જદ, રામ રાયકા, લૂંટ લીયા સબ ડેરા. અપના કોઇ. ૨
ગાડી ભરી હીંદણુકી ચાલે, પીછે ચલતી ડોલી રાત્ર; ( ૨ )
નદી કિનારે ફુંક દીયા, તો જેસી જળતી હોળી. અપના કોઈ. ૩
કહેત કબીરા સુણો ભાઇ સાધુ, એ પદ હે નિરવાણી રામ;
એ પદમેં જે ચિત ધરે સો, ઉતર ચલે ભવપારી. અપના કોઇ. ૪

## પદ ૬ ઠું.

મુખે રામ નામ રટ લેના સત્ય બોલો જંગલ કેરી મેના. ॥ ટેક ॥
કહાંસે આયા કહાં તુમ જાઓગે (તો) કહાં હે તુમારા ઠીકાના. સત્ય. ૧
સુન્યસે આયે અગમપુર જાયેગે (તો) નાભી કમલ બીચ રહેના સત્ય. ૨
સાત સમુદર નવસે નદીઓ ( તો ) સાહેર લહેર સમાના. સત્ય. ૩
ભર્યારે આભ બીચ નવલાખ તારા ( તો ) સૂર્યકી જોત છુપાના. સત્ય. ૪
કહે બાલાનંદન સત ગુરૂ શરણે ( તો ) ગુરૂ ગમકા ફળ લેના. સત્ય. ૫

## પદ ૭ મું.

છોડો નગરી ભાઇ છોડો નગરી, આયા હુકમદાર છોડો નગરી; (૨)
ધરમરાજા કેરા દૂત ચલતહે, ઢુંઢ લેવીરે કોટડીરે કોટડીરે. આયા. ૧
મેરે જાણ્યું માયા સંગ ચલતહે, ધૂળ મળીરે દમડીરે દમડીરે. આયા. ૨
ધરમરાજા તમે ઘડી નહીં વીલાસો, માયા દેખીરે દુનિયાતો. બગડીરે. ૩
કહેત પાલણુસી સંતો નુગરા ન રહેના, અમીરસ ઘોળી ઘોળી. પીના. ૪

## પદ ૮ મું.

ખુબ બન્યા તેરા અસમાની બંગલા ભાઇ, અજબ બન્યા તેરા;
અસમાની બંગલા સાધુ, માંહી ન્યારા ન્યારા ખેલજી;
નવસેં નાડી માંહે બોતેર કોઠા, પારાનો નહીં પારજી;
બંક નાળમાં રમતો દીઠો, ઓતો રોમ રોમ રણકારજી; ખુબ. ૧
પાંચ પચીસ ગુરૂ પુતળી નાચેરે, પાળાનો નહીં પારજી;
કેવળમાં એક દેરી દીઠી ભાઈ, નર સુતો નિરધારજી; ખુબ. ૨

મન પવન ગુરૂ ધજા ફરૂકેરે, ઝાલરનો ઝણકારજી;
અધર તખતે મારો સતગુરૂ બેઠા, સત્ય વચન છડીદારજી. ખુબ. ૩
નાભી કમલથી આવે ઉગધ્યોરે, ત્રિવેણીમાં ભલે બોલજી;
ગુરૂને પ્રતાપે ભણેરે ભવાનીદાસ, નામ તણે નાવે તોલજી. ખુબ. ૪

## પદ ૯ મું.

દલ દરીઆમાં અખંડ દીવોરે, દેખ્યા વિના તો મારૂં મન ડોલે:
ભ્રાતુના ભરીઆ ભવોભવ ભુલ્યા, કહોને ગુરૂજી તાળાં કેમ ખોલે;
દલ દરીઆમાં અખંડ દીવોરે, વસ્તુતો છે માંહી અણુ તોલી;
સોહી શબ્દકા કરીલ્યો ગુજારા, આપ મહીં આલમ બોલે. દલ. ૧
દલ દરીઆમાં ગુપ્ત ગેબીકે, બાર બાવનપર સ્યામ બોલે;
અધર તખ્તપર આપ બિરાજે, સુરતે નુરતે મારા સંત ખેલે. દલ. ૨
પેલારે ભવની તમે જો જો કરણી, ઠીક કરી તમે થડ ઝાલોરે;
ડાળેરે ડાળે તમે શુંરે ભમો છો, મૂળ વિટાણા છે વેલેરે. દલ. ૩

## પદ ૧૦ મું.

જેણે ભજ્યા જદુરાયા, નર એજ કમાયા,
ભજન તણાં જેણે ભુવન બનાવ્યાં,
પુન્યના નાખ્યાં પાયા નર એજ કમાયા. જેણે. ૧
પાપનું નામ સૂણી વળ્યા પાછા,
ધર્મના કામમાં ધાયા નર એજ કમાયા. જેણે. ૨
પૂરણ બ્રહ્મ સકળ એક ભાસે,
સંશય સર્વે સમાયા નર એજ કમાયા. જેણે. ૩
દુર્લભ કહે હરીદાસને દેખી.

## પદ ૧૧ મું.

રામ રતન ધન પાયોરી, માઇ મેંતો રામ રતન ધન પાયો.
ખર્ચે ન ખૂટે વાકો ચોર ન લૂંટે, દિનદિન બડત સવાયોરી;
માઈ મેં તો રામ ૧
રિદ્ધિને સિદ્ધિ આદે માલ ખજાના,ઓહી ચડતે નહીં પાયોરી;માઇ રામ.૨
ઓહી રતનકી મેને માલા બનાઇ, ધર હરદે સુખ પામોરી; માઇ રામ ૩
રતન કરીસે પ્યારે રામ રતનકું, હરીશંકર ગુણ ગાયોરે; માઇ રામ ૪

## પદ ૧૨ મું.

કોઇ સંત વીરલે જાણીયુ, કોઇ હરીજન વીરલે જાણીયું;
એ વાતો છે ઝીણીયું ટેક
મોટા કુવાડા કાંઇન કાપે, લોઢું કાપે છીણીયું ભાઇ;
એ વાતો છે ઝીણીયું કોઇ ૧
વેળુમાંતો ખાંડ વેરાણી, વીણી લાવે કીડીઉં ભાઇ; (૨)
એ વાતો છે ઝીણીયું કોઇ ૨
ગજરાજ હાથી ચાલ ચલતહે, નહીં કાંકરીઉં હીલીયું ભાઇ (૨)
એ વાતો છે ઝીણીયું કોઇ ૩
મોટમમાં લેવાયા જાયે, ધીક કમાયું એણીયું ભાઈ. (૨)
એ વાતો છે ઝીણીયું કોઈ. ૪
ઝીણા થઇને સંત ચાલે, ધન કમાયું એણીયું ભાઈ. (૨)
એ વાતો છે ઝીણીઉં કોઇ. ૫
ગુરૂ પ્રતાપે ભણે પીઠો, જેની અમરાપુરમાં રહેણીઉં.
એ વાતો છે ઝીણીઉં કોઇ. ૬

## પદ ૧૩ મું.

તેરે ઘટમાં તો સરજનહાર, તુ ખોજમન કાય નગરીરે તેરે ટેક.
જેમ ડુંગરમાં દેવતા, એમ ઘટમાંહે કીર્તાર રામ
કાયા દેદારકો ખપ કરેતો, ચકમક લેકર ઝાર; તું ખોજમન ૧
દલ દરિયામાં હીરા લાલહે ગુરૂ ગમ સુઝ પડે રામ.
ચાર ચોક બીચ ખડા કનૈયા કોઇ ઝવેરી હાથ ચઢેલ: તું ખોજમન ૨
ઇંગલા પીંગલા શુક્ષ્મણા નાડી, જળ હળ જોત જલે રામ
અષ્ટ કમલ દ્વાદશકે ઉપર ભમરા તે ગેલ કરે; તું ખોજમન ૩
કહેત કબીરા સુણોભાઈ સાધુ આપદહે નિરવાણ રામ
આપદકી કોઇ ખોજ કરેતો પહોચે અમરાપુર ધામતું ખોજમન ૪

## પદ ૧૪ મું.

ચેત સબેરા પ્યારે ચલના બાટ મે જાનું સબ જૂઠા ઠાઠ; ચેત સબેરા ટેક
ચલનેકી તતબી નહીં કીની અછી રાયતાય નહીં ચીની

મજલુંકી ખરચી નહીં લીની અબકયા સોતા ગાફલ ખાટ ચેત સબેરા ૧
જગત સરાયમે કહાં ભુલાનો ભટીયારીકે રૂપ લોભાનો
તો કુંતો બહુ કોશા જાનો, કર સોદા સત ગુરૂ કે હાટ; ચેત સબેરા ૨
રસ્તેમે ઠગ બાગ બનાયા, બોત મુસાફર વહાં બીલમાયાં
પંચ વિષયકે લાડુ લાયા, મારલીએ સ્વાદનકે ધાટ; ચેત સબેરા ૩
મિત્ર કુટુંબ કોઇ નહીં તેરા, એહે સબ સ્વારથકા ઘેરા
અહાં નહીં તેરા સ્થિર ડેરા, ચલના હોઇ બેગ ઉચ્ચાટ; ચેત સબેરા ૪
મન ચંચલકા ઘોડા કીજે, શબ્દ લગામ તાય મુખ દીજે
હોય સવાર બાગ ગહ લીજે, ભવ સાગરકા ચોડા પાટ; ચેત સબેરા ૫
અપના કરકે તોએ સમજાવું તેરે ભલેકી રાહ બતાવું.
કહે કબીર ફીર નહીં આવું બાર બાર મેં કહેતા દાટ, ચેત સબેરા ૬

## પદ ૧૫ મું.

કોઇ ખબર કરો તન ખેતરને ખેડો વણસી જાય છે.
ગુરૂ ગમ જોયા વિના ખેતર ખડને જોરે ઝાંખું થાય છે
તારા હરદામાં હળ ફેરવજે, ઘણો ભાવ કરીને ખાતર ભરજે
માંહી પાકશે હીરલાને મોતી. કોઇ ખબર કરો. ૧
માંહી પાંચતો સમડી હુઠાં, માંહી પચીસ બોર તણાં ધુંધાં
કોઇ ઉંડાં તે મૂળાં ખેર તણાં, કોઇ ખબર કરો ૨
તારી ગ્નાન કોદાળી આગળ કરજે કાપી કામ ક્રોધ પાધર કરજે
એવો નિર્ભય થઇને તું ફરજે કોઇ ખબર કરો. ૩
હરે એતો નિર્ભય થઇને જે રળશે, તે તો સત સાગરમાં જઇ ભળશે
એવા પ્રેમનાથ ચરણે પડશે કોઇ ખબર કરો; તન ખેતરને ખેડો વણસી ૪

## પદ ૧૬ મું.

રઘુનાથજીનો ખૂબ રંગ ખીલ્યોરે દીલમાં દેખીલોરે દેખીલો
સર્યુ ગંગા તે સતીવૃત્તિ શૂરી નિત્ય ન્હાય તેના દોષ જાય દૂરી
પ્રેમ કોટમાં અયોધ્યા પૂરી આ દિલમાં દેખીલોરે દેખીલો
પરમાર્થ તે દશરથ પિતા મા કૌશલ્યા તે હરી ગુણ ગીતા
શુદ્ધ બુદ્ધિ તે જાણજો સીતા આ દિલમાં દેખીલોરે દેખીલો. ૨

બ્રહ્મ હવેલીમાં રમે રામ હીરો જાપ અજંપા ધનુષ બાણ ધીરો
વડો વિવેકી તે લક્ષમણ વીરો આ દિલમાં દેખીલોરે દેખીલો. ૩
શુદ્ધ ધર્મ જોગ વશિષ્ઠસ્વામી જ્ઞાન રૂપ ભરત મોક્ષ પંથ ગામી
રાગ દ્વેષ તેની વેદના વામી આ દિલમાં દેખીલોરે દેખીલો. ૪
જોગ જળમે તો જીવ દયા ગાડી ચિત્રકુટ ચિત્ર પુન્ય પાપ વાડી
દીનાનાથ મહી ખેલ કરે દહાડીઆ દીલમાં દેખીલોરે દેખીલો. ૫
સત સુગ્રીવ હનુમાન હર્ષ કૂદે વિઘા વાંદરાની ફોજ થઇ ઉદે
રોષ રાક્ષસનો કંઠ થયો છે ઉદે આ દિલમાં દેખીલોરે દેખીલો. ૬
નલ નીલ નેમછે સલાટ સારો ભવસાગરની પાળ બાંધનારો
રૂષીરાજ લઇ અવતારો આ દિલમાં દેખીલોરે દેખીલો. ૭

## પદ ૧૭ મું.

રાયા રાવણનો ખૂબ રંગ ખીલ્યો આ દિલમાં દેખીલોરે દેખી લો;
મોહ સાગરમાં માયા પૂરી લંકા કપટ કોટ ઉપર વાજે દોષ ડંકા.
વચ્ચે વસીયા છે મોહ વીર બંકા આ દિલમાં દેખીલોરે દેખીલો. ૧
કામ રાવણ રહે છે નિત્ય કોપી, લોક વદે તણી લાજ બધી લોપી,
તેવી અનીતિની ફોજ બધી ઓપી આ દિલમાં દેખીલોરે દેખીલો. ૨
ક્રોધ કુંભકરણ ભાઇ જુએ છે કેવો તકે ત્રણગણી સોડ તાણે તેવો,
અહંકાર સૂત ઇંદ્રજીત જેવો આ દિલમાં દેખીલોરે. દેખીલો. ૩
ક્ષમા રાણી મંદોદરી છે ખાસી સીખ દીધામાં જીભ ગઇ ગાસી,
તેવું જોયું નહીં મૂરખે તપાસી આ દિલમાં દેખીલોરે. દેખીલો. ૪
ફેલ સ્તંભ ધજા પાપની ફરકે, અપજશ ચોઘડીઆં ન ચૂકે;
મિથ્યા કચેરી મૂરખ ત્યાં ન મૂકે આ દિલમાં દેખીલોરે. દેખીલો. ૫
દસો દશા શીષ મુક્ત મતસરના અભય માનવું છતર એ ઉપરના;
શોક સિંહાસન ચોર ગુરૂ ચરના આ દિલમાં દેખીલોરે. દેખીલો ૬
કારભારી અજ્ઞાન કરે છે કામું એવું રાવણનું રાજ્ય છે નકામું;
રૂષીરાજ ન જુએ તેના સામુ દિલમાં દેખીલોરે. દેખીલો. ૭

## પદ ૧૮ મું.

રામ રાવણનો સંગ્રામ ખીલ્યો આ દિલમાં દેખીલોરે દેખી લો.
દો દીશ હનુમાને લંકા બધી ઝારી કામ રાવણની થઇ છે ખુવારી

મન માંહે તો જાશું વવે હારી આ દિલમાં દેખીલોરે. દેખીલો. ૧
પછી અંગદ વૈરાગ્ય આવ્યો આપે જેમ ઉંદરને બીવરાવ્યો સાપે;
એવું કરી આવ્યો રામને પ્રતાપે આ દીલમાં દેખીલોરે. દેખીલો. ૨
દૈવી ફોજ ચડી દીનાનાથ કેરી કપટ કાંગરા તમામ લીધા ઘેરી;
શુર શોકમાં શુકાવે શેરી શેરી, આ દિલમાં દેખીલોરે. દેખીલો. ૩
ઈંદ્રજીતે મારી અનાચાર બરછી લગી લક્ષમણના છાતી સરશી;
તેની મૂર્છા થઇ છે ઘણી નરસી આ દિલમાં દેખીલોરે. દેખીલો. ૪
અમર ડુંગરો સત સંગને ઉપાડી લાવ્યો વીર જેની અંજની છે માડી
તુરત લક્ષમણની મૂર્છા ઉતારી આ દિલમાં દેખીલોરે. દેખીલો. ૫
જાપ અજાપાનો બાણ છૂટયો જ્યારે કુંભકરણ ઈંદ્રજીત મુઓ ત્યારે;
પછી કુણ ચડે રાવણની વારે આ દિલમાં દેખીલોરે દેખી લો. ૬
રાવણ મારીને લંકા લૂંટી લીધી દાસ હતો તેને રાજગાદી દીધી;
સીતા ભેટયા તેને લીલા લહેર કીધી આ દિલમાં દેખીલોરે દેખી લો. ૭
વહાલો વિમાને બેસીને ઘેર આવ્યા સીતા સખા સહિત ઘેર લાવ્યા.
રૂષીરાજે તે મોતીડે વધાવ્યા આ દિલમાં દેખીલોરે દેખી લો. ૮

## પદ ૧૯ મું.

મોંસે રામ ભજન કેસે હોય, દુગ્ધા પાસ ખડી;
મોંસે રામભજન કેસે હોવે.
બાલ પણે મે ખેલ ગુમાયો, બાલકકું બુધ હોય;
ખાનાપીના અંગસંગ ડોલે, દર્પણ મે મુખ જોય. દુગ્ધા. ૧
અનરસ ખટરસ મીઠરસ ભાવે, રંગ રસમે દિલ મોહ્ય;
ભુખ પ્રિયા કે રંગ સંગ ડોલે, ભક્તી કે ગણપતિ ન્હોય.. દુગ્ધા ૨
કુડ કપટમે દિનભર ગૂજરા, રાત દિનમે સોય;
અબ પસ્તાવા ક્યા કરો, બાજી ગયા સર્વ ખોય. દુગ્ધા. ૩
ભટકત ભટકત આયા બુઢાપા, ભાવ ન પૂછે કોય;
જ્ઞાનદાસ કહે તુમ ગીરનારી, પાપ દીયા સર્વ ધોય. દુગ્ધા. ૪

## પદ ૨૦ મું.

અનુભવ કરીયોરે કરનારે અનુભવ કરીયો,
કહો અનુભવકી રીત બડે તુમ સંત કહાવો

દિલમાં કરો વિચાર ચુપસે ચરચા લાવો;
આંટી છુટે દિલ તણીરે ભાગે સઘળી ભ્રાંત. અનુભવ ૧
કહો પવનકા મૂલ મન કહાંસે આયા,
કહો ઇનકા સ્થાન દોઇ મીલ કહાં સમાયા;
શબ્દ કહાંસે ઉઠત હે ઠીક કહો ઠેરાય,
નાદ બુંદકા રૂપ કહો સત્ય દીઓ બતલાય. અનુભવ ૨
કહો જીવકી જાત શિવકા રૂપ કહીજે,
કરો જૂજવા અર્થ સત્ય સિદ્ધાંત લહીજે;
જીવ શિવકી પારહે સોઇ કહો અનુમાન,
અગાધ વસ્તુ અખંડ હે પ્રગટ કરો હમજાન. અનુભવ ૩
હમ તમ ભાગે દોય હંસ કહાં જઇ મીલીયા,
પડે પંડ પરઘટ મનુષ્ય તબ કહાં જઇ મીલીયા;
કહે રવીદાસ સૂણો અનુભવી અલખ દીયો ઓળખાય,
તબહમ સત્તગુરૂ ધારીયો તત્વ દીયો બતલાય. અનુભવ ૪

## પદ ૨૧ મું.

આતમ નીરખ્યારે નીરવાણ આતમ નીરખ્યા.
સત્તગુરૂ કે પ્રતાપ જ્ઞાન અનુભવ ઉર જાગ્યા,
વીલી મન વિહંગ ખોજ કર ભ્રમ જાય ભાગા;
પર ઉત્તર સત્ગુરૂ કહે જાકી કલા અનંત,
વેદ બુદ્ધિ બુધ ના લહે સમજે વિરલા સંત. આતમ ૧
નાભી પવનકા મૂળ મન અષ્ટ કમળ દળ માંહી,
ત્રિપુટી વાકે સ્થાન દોઇ મીલ તહાં સમાઇ;
શબ્દ સુનસે ઉઠત હેપુનઃહી સુન્ય સમાય.
નાદ લીન ભયે બુંદમે બુંદ નિરંતર રહાય આતમ ૨
પંચ તત્વ કે વિષે મીલકર જીવ કહાયા,
દેહ ઇંદ્રિ મન પ્રાણ માનસ યામે બંધાયા;
સોહં બ્રહ્મ અગાધ હે લીયે છીપે નહીં સોય,
ઘટઘટ પરગટ રમ રહ્યા ચીન્હે વીરલા કોઇ. આતમ ૩
જીવકી શક્તિ અજ્ઞાન શિવકી શક્તિ માયા,

ઇન દોનું તે ભિન્ન અખંડ ઉદ્યોત ઉજાયા;
જીવ શીવ કહેવા નહીં હમ તમ નહીં કોઈ હોય,
વ્યતિરેક પદ પરમાત્મા નિજાનંદ ધામ. આતમ ૪
અહં સતગુરૂ કે દેશ નીગમ નેતી કર ગાવે,
બ્રહ્મા વિષ્ણુ માહેશ ખોજકર પાર ન પાવે;
નિજાનંદકો અનુભવો નામ રૂપકો નાશ,
બ્રહ્મ મગન હોઇ બોલીયા અણછતા રવીદાસ. આતમ ૫

## પદ ૨૨ મું.

ઓબી કસ્ચારે નહીં ગુરૂકા બચ્ચા ઓબી કુસ્યારે.
ગુપ્ત હોકે પરગટ થાવે જાવે ગોકુલ કાસી,
પ્રાણ નીકાલ કે સીદ્ધહુવાતો સત્યલોકકા બાસી; ઓબી ૧
કુંડલ નીકા ખૂબ બનાવે બ્રહ્મ રૂદ્રમાં જાવે,
આપ તરે પાણી કે ઉપર બોલે સોબી હોવે. ઓબી ૨
ગામ છોડ કે જંગલ જાવે જાકર બેઠા બનમે,
ખેંચત મુંદ્રા મુંદ્રાસનમે ધ્યાન ધરત એક તનમે. ઓબી ૩
શાસ્ત્રમે કછું બાકી નહીં ને પુરા જ્ઞાન કમાયા,
વેદ ધૂનીકા માલા કરકે તનકા લકડા કીના. ઓબી ૪
કહેત કબીરા સૂનહો ગોરખ કથની કરકર રહેના,
દયા ક્ષમા ઓર શાન્તિ પકડ કે આપ આપકુ ચીન્હા,
ઓબી સચ્ચારે ઓહી ગુરૂકા બચ્ચા ઓબી સચ્યારે.

## પદ ૨૩ મું.

પાણી અંધી પૂતળી ઘડવા વાલે ઘડી.
પવન સ્તંભ માંહિ રોપીયા માંહી બાવન ખડાખડી
મુક્તિ ચાહે માનવી તો નિશ્ચય ભજીએ નામ.
ચાલતી વેળાએ સોહલું, આગળ અમરાપુર ધામ;
હાંરે જેણે પૂજ્યા સોઇ ફળ પાયા મારી નજરે નારાયણવર આયા.
કે રંગ નાભીના રઘુરાયા, કે રંગના ભીના રઘુરાયા;
આઠે તે પોહોરમે અનહદ વાગે પરિબ્રહ્મ પરમેશ્વર બિરાજે
સુને મોતીડે મંડપ છાયા, કે રંગના ભીના રઘુરાયા. ટેક.

આપી પૂતળીને અળગા રહ્યા માંહિ ન્યારો ખેલે નર,
તન મન સોંપ્યું તેજને આપ આપનું આતમ કરીલો ને અમર;
જાગ્યા તે નર જઈ મળ્યા પામ્યા મુક્તિનું મૂળ,
સતલખણે સાહેબ મળ્યા માંહેથી ખેંચી કાઢ્યું સ્થૂળ;
હાંરે હરી ઘટો તે ઘટમે સમાયા. મારી નજરે. ૧

ગંગા જુમનાં ને સરસ્વતિ તેજ ત્રિવેણી ઘાટ,
ન્હાવણ કરે માંહિ નાથજી કમળા જળ ફીરતાર;
શીલગુણ મારગ સંસારનો નિર્ગુણ ખાંડાની ધાર,
એકે મન આરાધીએ એમ પૂરે મુખે પોકાર;
હાંરે મારી વિકટ વેળાના વિસામા. મારી નજરે. ૨

પોઢ્યા પ્રાગવડને પાંદડે જેદી મૂળ નહીં ડાળ,
મોહોટો તું મારો ધણી બહુનામી દીસે બાળ;
જરા મરણને જમનો ભે ને કમ્પવા લાગ્યો કાળ,
વળી કરૂં એક વિનતી રાખી લોને રખવાળ;
હાંરે જેને નહીં ક્રોધ નહીં કાયા. મારી નજરે. ૩

જે દિન જળ બંબાકર હતો જાદવા, તે દી તું મોરો પ્રાણ,
મંડપ રચ્યો મારા ધણી માંહિ રચીયા સૂરજ ને ભાણ;
પવન પાણી પેદા કીયા નૂરી પુરૂષ નિવારણ,
એકે મને આરાધીએ જેમ નયણાંમાં નિશાન;
અરે મૂર્તી દેખીને લાગી મને માયા. મારી નજરે. ૪

અથ ઘરમાં છે આતમા સ્થિરમાં કરીલોને વાસ,
જાગ્યા તે નર જઈ મળ્યા મોટા મુનીવરને મેવાસ;
સેવા કરો સાચા સંતની પૂરે મનની આશ,
આવા ગમનનો ફેરો ટળે એમ ભણે ભાદવદાસ;
હાંરે ગુરૂ તેજમે તેજ મીલાયા. મારી નજરે. ૫

## ભજન ૨૪ મું.-માઢ

જય જય મોરારી. આનંદકારી નિષ્કામી મહારાજ.
જય દશ અવતારી તુજ બલિહારી. જાઉંવારી નિષ્કામી મહારાજ.૧
મન મંદિરમાં નિવાસ કરતા, સર્વ વ્યાપિક દયાળ.

સુખદાતા સ્વાભાવિક પણે છો, કરૂણા નિધિ કૃપાળ. રે
જય રક્ષણકારી ચૈતન્યધારી, નિષ્કામી મહારાજ. ૨
સુત્રાત્મા રૂપે વ્યાપી રહ્યા છો કર્ત્તા પંચમહાભૂત
વૈરાટ સ્વરૂપ ને ધરનારા, મૂળ રૂપ અરૂપ રે
જય વિશ્વ આધારી નિર્વિકારી, નિષ્કામી મહારાજ ૩
વરૂણ ઇન્દ્રાદિક સ્તુતિ કરે છે, યોગી ધરે છે ધ્યાન.
શાસ્ત્રો પુરાણો ભાન કરાવે, સામ વેદ કરે છે ગાનરે.
હે વિજયકારી મોક્ષદાતારી, નિષ્કામી મહારાજ. ૪
હે જગકર્ત્તા દુઃખો હરતા, ત્રિભુવન જગદીશ
ગુણ ગણતાં કોઇ પારન પામે સર્વે સત્તાધીશ રે
જય મંગળકારી સહાય આવારી, નિષ્કામી મહારાજ. ૫

## પદ ૨૫ મું.

સમરતું શ્રી અવિનાશી, આ અવસર સમરતું શ્રી અવિનાશી.
રાજા રાવણ સરખો, કોઇ નહી પરખ્યો, દીઠો સુખનો રાશી.
તેપણ જુવો હાર્યો, રામચંદ્રેસંહાર્યો, અખુટ દોલત ગઇ નાશી આ અવસર.૧
દ્રોણ ગુરૂ જેવા, જેથી મોત હારે તેવા, તે પણ થયા સ્વર્ગવાસી.
તો તુંતે કોણ માત્ર, તારાં ઢીલાં થશે ગાત્ર,
જ્યારે કાળ નાંખશે ફાંસી. આ અવસર. ૨
મનુષ્યા દેહ દુર્લભ, તને મળ્યો છે સુલ્લભ, સમજીને જોતું તપાસી.
તે ફોગટ ગુમાવ્યો, કાળ બંધનમાં આવ્યો,
હવે શું કરીશ ત્રાસી. આ અવસર. ૩
હજુ ચેત મનમાં, વિચારી જો તનમાં, આત્માનો થાને પ્રવાસી.
કહે મણીલાલ, હજુ કંઇ સંભાળ, હારીબાજી કરીશ તું ખાશી. આ અવસર ૪

## પદ ૨૬ મું.-(માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે એ રાગ)

ગુરૂએ ફકીર બનાવ્યો મુજને સદ ઉપદેશથી.
નિરાકાર તણા બનાયા શિરકે તાજ.
ચીદાકાશની ગળે કફની ડાલી આ સમે
ચિન્હ મય ઝોલી દિયા રખને સુલ્લભ સાજ. ગુરૂઓ. ૧

નિરગુણ રૂપી સેલી રખ્ખી જોહે ઉજલી
આતમ જ્ઞાનકા કટોરા ધર લીયા હાથ
ધર ધર ફરકે અલેખ જગાવી ટુક્કા મંગતે
દેગા દેગા જેનેકું દીયા નિરંજન નાથ. ગુરૂએ. ૨
કામ ક્રોધ લોભ મોહકી ધુનીજલે
બાજે બાજાં લંગર હોતા અનહદ નાદ,
માનવ પિંજરામાંતો સોહં પોપટ બોલતા
ટૂટે અંતરકપટ નિરંજન પરતાબ. ગુરૂએ. ૩

## પદ ૨૭ મું.-કરબો.

ભજો ભજો પ્રભુને તમે પ્રીતે ભજોરે;
પ્રીતે ભજોરે એક ચીતે ભજોરે. ભજો ભજો. ૧
બાહ્ય સૃષ્ટિનું ભાન ભૂલીને તાર લગાવો ઇશ;
માયાનું આવરણ તુટે તો નિશ્ચે મળે જગદીશ. ભજો. ૨
ત્રણ માર્ગમાં એક સ્વીકારો, કર્મ ભક્તિ કે જ્ઞાન;
પૂર્ણ શ્રદ્ધા રાખીને ચાલો, સ્વાર્થનું ભુલો ભાન. ભજો ૩
કર્મ કરો આસક્તિ વિનાના બની જજો નિષ્કામ;
ફળ તણી આશા નવ રાખો નિશ્ચે પહોચો ઠામ. ભજો. ૪
ભક્તિ માર્ગ છે સૌથી સહેલો જોતન્મયતા થાય;
ઐહીક સુખનું ભાન ભૂલે તો મૂળ રૂપમાં જાય. ભજો. ૫
પ્રયત્ન પ્રમાણે લાભને આપે જ્ઞાન તણી શુભ ખાણ.
વિવેક બુદ્ધિ સર્વેમાં રાખો પ્રયત્ન પડે પરમાણ. ભજો. ૬
શમ દમ ઉપરતિ તિતિક્ષા, શ્રદ્ધાને સમાધાન;
ષટ સંપત્તિ એથી મળશે, જેહ પરમ નિદાન. ભજો. ૭
મન તન્મયતા પામીને ચાલે તો માર્ગનો આવે અંત;
રત્ન મણી આલ્યોની લ્હાવા ચાલો રાખીખંત. ભજો. ૮

## મનન માલા.

ૐ

પ્રાપ્ત થાયછે સર્વને- શુભાશુભ સંયોગ

નહિ દોષ તે કોઇનો કર્મ પ્રમાણે ભોગ,
મન, વાણી કે દેહથી થાય શુભાશુભ કર્મ
ફલ તેનાં સહુ ભોગવે એજ સત્યછે મર્મ
પરમાણુ ચૈતન્યમય સકલ વિશ્વ પસાર
ભળવું ખરવું પ્રતિક્ષણે એજ વિશ્વવ્યાપાર
વ્યકિતનાં પરમાણુઓ કૃતવિચારની છાપ
ગ્રહી, પ્રવેશે અન્યમાં કરે કર્મનો અમાપ
શુદ્ધિ નહિ, સંકલ્પનું બલ નહિ જેમાં લેશ
તેવા જનમાં સર્વદા ભમતાં ભજવે વેશ
સ્થલ વસ્તુ યોગ પણ પૂર્વયોગ અનુરૂપ
પ્રેરે સ્ફુર્ણા સર્વને અનુકુલ પ્રતિકુલ
એમ સૃષ્ટિનાં કર્મનો અન્યો અન્ય સંબંધ
ચહે સ્વાર્થ, તજી સર્વને તે જન કેવલ અંધ
આત્મા સઘળે વ્યાપ્તછે સતચિત્ આનંદ રૂપ
અંતઃકરણ અજ્ઞાનથી મનાયછે દુઃખ કૂપ
હું મારૂં મનતું ટલે થાય હૃદય વિસ્તાર
ભેદગ્રંથી સઘળીગલે તો દુઃખ કયાં રહેનાર
જીવભાવથી છૂટવા સ્વરૂપ લાભને માટ
સુખ દુઃખ અનુભવ સર્વ ને જન્મમરણનો ઠાઠ
પૂર્વ જન્મના અનુભવે બુદ્ધિ-રૂચી થાય
ગ્રહી-તજી ઉત્તમ-અધમને ક્રમથી વૃદ્ધિ થાય
અધિકાર સમજી પછી વર્ત્તે શાસ્ત્ર પ્રમાણ
બહુ જન્મ શુભ સંગ્રહે પામે પદ નિર્વાણ
જ્ઞાન, શક્તિ, ગુણ જોઇને પ્રેમ ભક્તિ ધરી મંન
તેવા થાવા યત્ન વીણ વાતે ન વળે દંન
મેળવવા સુખ માર્ગનાં પ્રવાસી છે જન સર્વ
કો પાછળ કો આગળે તેમાં શાનો ગર્વ
માર્ગ વિકટ છે મોક્ષનો ચ્હાય સ્હાય તું જેમ
તું થા તેવો અવરને શુદ્ધ મને સ પ્રેમ

ન્યાત જાત કે ધર્મનો શત્રુ મિત્રનો ભેદ
તજી પ્રેમ સરખો રહે એજ ધર્મ કહે વેદ
ટાળે મન સંકોચ જે કર્મ, ક્રિયા કે વ્રત
ભરે શુદ્ધ પ્રેમે હૃદય એજ માર્ગ ઉત્કૃષ્ટ
જપ તપ સંધ્યા આદિ વળી જ્ઞાનદાન વૃત સર્વ
નમ્ર થવા મન વશ કરી નાહ કે ધરવા ગર્વ
મન, વાણી દેહાદિથી પરને સુખ કરાય
તજાય સુખધર કારણે એજ **પુણ્ય** કહેવાય
વિચાર, વાણી કે ક્રિયા એથી ઉલટી થાય
દુઃખ થાય કો વ્યક્તિને એજ **પાપ** કહેવાય
અહાર, નિદ્રા, ભય અને મૈથુન પશુ સમાન
માણસ તે નવ માનવું વિના શુભાશુભ ભાન
મેળ શુભાશુભ કામનો તપાસ વીણનો એક
દીન જવા દે સર્વથા સુધરવા ધર ટેક
અધોગતી છે સર્વદા મન વારોની જાણ
ગાફલ રહીએ રોકતાં તો છે નક્કી હાણ
આગ્રહ ધીરજ રાખજે મનો નિગ્રહે વીર
ઉલેચવું છે જાણીને કુશાગ્રે સાગર નીર
સંસારિક પ્રસંગથી મનની દ્રઢતા થાય
પાણીમાં પેઠા વગર શું તરતાં શીખાય
જે વેળા જે કામ તે કરવું તન્મય યુક્ત
અન્યવૃત્તિ ઉઠે નહિ એજ મુક્તની જુક્ત
કરવી મહેનત સર્વદા સંસારી સુખ માટ
(પણ) પ્રાપ્ત સ્થિતિથી રાચવું તજવો અનર્થ ઘાટ
કો કાળે મરવું નથી જાણી મેળવ ગર્થ
કાળે ઝાલી ચોટલી સમજી ત્યજ અનર્થ
કરવા સહન ઉદાર થઈ અજ્ઞાનીના દોષ
સ્મરી દોષ પોતાતણા પરશું તજવો રોષ
નિજ અવગુણ પરગુણને જુએ જેહ સદાય

ઉર્ધ્વ ગતિ તેજન ગ્રહે ઉલટા નીચ પળાય
સાવધ રહેવું સર્વદા જનસમૂહથી ભાઇ
ડગાવીને સન્માર્ગથી નાંખે ઉંડી ખાઈ
સ્તુતિ નિંદાને નવગણે ક્ષણીક લાભ પણ સાર
જીવીત આશા પરહરે કર્તવ્યે વહનાર
બુદ્ધિ નિશ્ચય જે કરે લહે સત્ય સહુ જ્ઞાન
હૃદય પ્રેમશ્રદ્ધા વિના તે સહુ ધૂળ સમાન.

## આરતી ૧ લી.

જયદેવ જયદેવ, જય માહાત્મા રાયા પ્રભુ;
આરતી પ્રેમે કરીએ (૨) સર્વે તજી માયા. જયદેવ. ૧
મોરેશ્વર માહારાજ વળી કૌથમી દેવા; (પ્રભુ)
બીજા સઘળા રૂષિની (૨) કરીએ અમે સેવા. જયદેવ. ૨
ગિરી હિમાલય માંહ્ય થયા તમે વાસી; (પ્રભુ)
પ્રેરી વિદ્યુતરૂપે (૨) બધેજ પ્રકાશી જયદેવ. ૩
શુભ પ્રેરણા હાલ જગમાં બહુ વ્યાપી; (પ્રભુ)
જ્ઞાની જનતો હરખે (૨) આપ કૃપા માપી. જયદેવ. ૪
ધર્મ સનાતન શુભ, સ્થાપ્યો આનંદે; (પ્રભુ)
તેથી માયા દેવી (૨) હારીને વંદે. જયદેવ. ૫
સત્ય ધર્મનાં બીજ, નાંખ્યાં છે કળીમાં; (પ્રભુ)
સતયુગમાં ઉદ્દભવશે, સંશય નહીં એમાં. જયદેવ. ૬
કરવા શુભ સંસ્કાર, યત્ન કરે જ્ઞાની; (પ્રભુ)
તે પણ આપની શક્તિ, (૨) સત્ય અમે માની. જયદેવ. ૭
આનંદ આરતી આજ, સભાસદો કરીએ; (પ્રભુ)
નમી નમી સહસ્ત્રજ વાર, ધ્યાન પ્રભુ ધરીએ. જયદેવ. ૮

## આરતી ૨

જયદેવ જયદેવ જયવ્યાપક વિષ્ણુ જયવ્યાપક વિષ્ણુ
નિરંજન દુઃખભંજન ( ૨ ) પ્રણમું પ્રભવિષ્ણુ જય. ટેક.
નિયંતા ભગવંતા ભવ પ્રાદુરભાવે ( ૨ )
જગત્રાતા સુખદાતા પ્રકૃતિ પ્રભાવ જયદેવ. ૧

આનંદ મૂર્ત્ત અમૂર્ત્ત અવિચળ બ્રહ્માંડે (૨)
સર્વેશ્વર વિશ્વેશ્વર (૨) વચન વેદ કાંડે. જયદેવ. ૨
નિર્વિકાર અકાર માત્રા ઉચ્ચારે (૨)
કમળ અષ્ટદળ નિત્ય (૨) ઋષિ હ્રદયે ધારે. જયદેવ. ૩
શેષ શયન સ્વરૂપ કુંડળીની શક્તિ (૨)
હે! ભૂત ભાવન પાવન (૨) કૂટસ્થ કર્મ વ્યક્તિ. જયદેવ. ૪
તત્વમસિ બ્રહ્માસ્મિ શિવોહં સોહં (૨)
મંત્રથી તંત્ર તરાયે કરૂણાકર પરિબ્રહ્મ. જયદેવ. ૫
મંગળ મંગળ વ્યાહૃતિ આરતિ જીજ્ઞાસુ (૨)
નિરંતર અંતર અરપે જ્ઞાનાર્થિ આસુ. જયદેવ. ૬
નમી નમી વિષ્ણુ સ્તવન કરીએ આનંદે (૨)
જયજય વિષ્ણુ વરેણ્ય વારિષ્ટ શિષ્ટ વંદે. જયદેવ. ૭

## આરતી ૩.

જયદેવ જયદેવ જય આત્મા રામા જય આત્મારામા.
ગંગાધર યમુનાધર સંગમે ૐકારા જયદેવ. ટેક
શિવોહં બ્રહ્મોહં મુક્તોહં માળા (૨)
સ્ફટિક જ્યોતિ પ્રકાશ (૨) પ્રગટ થયો રામા. જયદેવ. ૧
ત્રિવેણી સાંધકાળ જાણે છે યોગી (૨)
મનવાંચ્છિત ફળ આપે કલ્પતરૂ યોગી. જયદેવ. ૨
આરતી આત્મારામ અંતરમાં કરજો (૨)
બુદ્ધિ મનને પ્રાણ સમર્પણ કરજો. જયદેવ. ૩
મેરૂ દંડનો માર્ગ જાણે છે યોગી (૨)
બ્રહ્મરંધ્ર સુખ સ્થાન (૨) નિર્વાણની સ્થિતિ જયદેવ. ૪
નથી કાળ કર્મનો ભય નથી જન્મ મરણ એમાં (૨)
નૌત્તમ આનંદ ધામ (૨) બ્રહ્મ ઋષિ તેમાં જયદેવ. ૫

## ભાગ બીજો સંપૂર્ણ.

# સનાતન ધર્મ રક્ષક સભા.

આ સભા સૂરતની સભાની શાખા છે અને તેના મુખ્ય નિયમો નીચે પ્રમાણે છે. ધર્મનાં લક્ષણો.

**मनु० अ०६ श्लो० १२**

**धृतिः क्षमा दमो स्तेयं शौच मिंद्रियनिग्रहः ।**
१ २ ३ ४ ५ ६

**धी विद्या सत्यम क्रोधो दशकं धर्म लक्षणं ॥**
७ ८ ९ १०

**અર્થ**—સમભાવ ભાતૃભાવ સઘળાં મનુષ્ય પ્રાણી પોતાનોજ અંશ છે એમ જાણી સત્ય પ્રેમ રાખવો. ૧ સર્વ કાર્યોમાં ધીરજ રાખી કામ કરવાની ટેક રાખવી. ૨ શરણે આવેલા મનુષ્યને કરેલા અપરાધની ક્ષમા કરી ભ્રાતૃસમાન ગણવો. ૩ બાહ્ય ઇંદ્રિયોને કષ્ટ આપી તેને બલિષ્ટ કરવી. ૪ અયોગ્ય રીતે કોઇની વસ્તુ જાણે અથવા અજાણે લઇ લઇ પોતાનો સ્વાર્થ કરી લેવાની તૃષ્ણા રાખવી નહીં. ૫ બહારથી શરીર વિગેરે સ્વચ્છ રાખી અંતરની પણ નિર્મળતા રાખવી. ૬ અંતરની ઇંદ્રીયો નિયમમાં રાખી તેને અયોગ્ય કામમાં જવા દેવી નહીં. ૭ નિરંતર બુદ્ધિથી સત્યાસત્યનો યથાર્થ નિર્ણય કરવાનો અભ્યાસ રાખવો. ૮ જે વિદ્યાથી માનસિક અને બુદ્ધિ જ્ઞાનની ઉન્નત્તિ થાય તે વિદ્યાનું અધ્યયન કરવું. ૯ સર્વ કાર્યોમાં નિરંતર સત્યતાથી વર્ત્તવાનો અભ્યાસ રાખવો. ૧૦ ક્રોધને પોતાને સ્વાધિન રાખવો, તેની સત્તામાં જવું નહીં. એ દશ ધર્મનાં લક્ષણ જાણવાં.

ઉપરના નિયમો પાળવાને યત્ન કરવો એ આ સભામાં દાખલ થનારનો મુખ્ય હેતુ હોવો જોઇએ તેમજ નીચેના નિયમો પણ આ સભામાં દાખલ થનાર માટે અતિ ઉપયોગી છે.

૧ સર્વ માણસ જાત વચ્ચે ભ્રાતૃભાવ વધારવો.

૨ આર્ય અને પૂર્વ તરફના દેશોનાં શાસ્ત્ર, ધર્મ પુસ્તકો અનેક લખવો નહિ વિદ્યાનો અભ્યાસ વધારવો.

૩ માણસમાં ગુપ્ત રહેલી આત્મશક્તિઓની શોધ કરવી.

કોઇ પણ સભાસદનો ધર્મ સંબંધી મત પૂછવામાં આવતો નથી તેમજ આ સભાસદોનો શું મત છે તે સંબંધી બીજાઓને કહેવામાં આવતુંનથી.

